# સ્વદેશી સમાજ

[ રવીન્દ્રનાથ ઠાકુર ]

અનુવાદક
નગીનદાસ પારેખ



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ–૧૩

# સ્વદેશી સમાજ

[ રવીન્દ્રનાથ ઠાકુર ]

અનુવાદક
નગીનદાસ પારેખ



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# પરિચય

ખરું જોતાં આ ચોપડીને પ્રસ્તાવનાની જરૂર નથી. વિશ્વવિખ્યાત કવિ અને વિચારક રવીન્દ્રનાથ ઠાકુરના વિચારો, અને તે પણ આપણા દેશના ઉદ્ધારને અર્થે આવશ્યક એવા રચનાત્મક કાર્ય વિષેના, જાણવાની ઇતેજારી કોને ન હોય ? ગાંધીજી અને ટાગોર બન્નેની સાધના ભિન્ન છે, એ સૌ કોઈ જાણે છે. પણ તેને લીધે બન્નેના આદર્શમાં અને સામાજિક ફિલસૂફીમાં કેટલું સામ્ય છે તે તરફ લોકોનું ધ્યાન જતું નથી, એ દુઃખની વાત છે. આ ગ્રંથમાં માનધન કવિએ જે સ્વમાન, સ્વાશ્રય અને વ્યાપક અર્થમાં સ્વધર્મની શિખામણ આપી છે તે આજે પહેલાંના જેટલી જ કીમતી છે. બંગાળામાં સ્વદેશી હિલચાલ શરૂ થઈ તે વખતના એટલે સને ૧૯૦૫ થી ૧૯૧૦ દરમ્યાનના આ લેખો છે. આમાં કેવળ સ્વયંસેવાનો સ્વાશ્રયી કાર્યક્રમ નથી આપ્યો, પણ એવા કાર્યક્રમ પાછળ રહેલા જીવનસિદ્ધાન્તો અને મંગલદૃષ્ટિ આપેલાં છે. આમાંનો એક એક વિચાર અને ઉદ્‌ગાર સોનામહોર જેવો છે.

ગુજરાતી અનુવાદ માટે અનુવાદક અધ્યાપક નગીનદાસે અંગ્રેજી ઉપર આધાર ન રાખતાં મૂળ બંગાળીનો જ ઉપયોગ કર્યો છે. એથી વાચકોને કવિવરના કીમતી વિચારો સાથે એમની અપ્રતિમ શૈલીનો પણ કંઈક અંશે ખ્યાલ આવશે.

સ્વદેશસેવા કરનાર દરેક વ્યક્તિએ અને સ્વદેશસેવા માટે તૈયાર થનાર દરેક વિદ્યાર્થીએ આ વિચારોનો અભ્યાસ કરવો જોઈએ. ખાસ કરીને છેલ્લા લેખમાં એમણે જે વિશાળ દૃષ્ટિ બતાવી છે તે વાચકોએ સમજી લેવી જોઈએ. રવીન્દ્રનાથ ઠાકુરનાં કાવ્ય નાટકો ઉપર વારી જનાર કેટલાક લોકોને કવિની સૃષ્ટિની આ બાજુ જોઈ વખતે નવાઈ થશે. પણ આપણે ભૂલી ન જવું જોઈએ કે જર્મન કવિ ગટેથી પણ ચડી જાય એવી આપણા કવિની વિભૂતિ વિશ્વતોમુખી છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

શ્રદ્ધેય શ્રી. રવિશંકર મહારાજને

# અનુક્રમણિકા

# ૧

# સ્વદેશી સમાજ

[ઈ. સ. ૧૯૦૪–૫ માં લખાયેલું]

(બંગાળમાં સૂકો દુકાળ પડેલો તે વખતે પાણીની તંગી ટાળવાની બાબતમાં સરકારનો મત જાહેર થયા પછી આ નિબંધ લખાયો હતો.)

આપણા દેશમાં યુદ્ધ, રાજ્યનું રક્ષણ, અને ન્યાય તોળવાનું કામ રાજા કરતો હતો, પરંતુ વિદ્યાદાનથી માંડીને જલદાન સુધીનાં બધાંય કામો સમાજ એવી તો સ્વાભાવિક રીતે કરતો હતો કે, આટઆટલાં નવાં નવાં સૈકાં અને આટઆટલા નવા નવા રાજાઓના અમલ આપણા દેશ ઉપર થઈને રેલની માફક વહી ગયાં, તોપણ તે આપણા ધર્મનો નાશ કરી આપણને પશુ જેવા બનાવી શક્યાં નહિ, આપણા સમાજનો નાશ કરી આપણને ભટકતા બનાવી શક્યાં નહિ. રાજા રાજા વચ્ચે લડાઈનો કાંઈ પાર નહોતો—પરંતુ આપણી મર્મરિત વેણુકુંજોમાં, આપણાં આંબાવાડિયાં અને ફણસીઓની શીતળ છાયામાં દેવાલયો ઊભાં થતાં જ રહ્યાં, ધર્મશાળાઓ બંધાતી જ રહી, તળાવો ખોદાતાં જ રહ્યાં, મહેતાજીઓ બારાખડી ઘૂંટાવતા જ રહ્યા, પાઠશાળામાં શાસ્ત્રનું અધ્યાપન બંધ થયું જ નહિ, ચંડીમંડપમાં રામાયણનો પાઠ ચાલુ જ રહ્યો અને કીર્તનના શબ્દ ગામના ચોકને ગજાવતા જ રહ્યા.

સમાજે બહારની સહાયતાની અપેક્ષા રાખી નહિ અને બહારના ઉપદ્રવથી તે શ્રીભ્રષ્ટ થયો નહિ.

આજે આપણા દેશમાં પાણી નથી એવી જે આપણે બૂમ પાડીએ છીએ એ તો નજીવી વાત છે. સૌથી વધુ અફસોસની વાત તો એનું મૂળ કારણ છે. આજે સમાજનું મન સમાજમાં રહ્યું નથી. આપણું બધુંય ધ્યાન બહારની તરફ ગયું છે.

કોઈ નદી જે ગામની પાસે થઈને હમેશાં વહેતી આવી હોય, તે જો એકાએક તે ગામને છોડીને પોતાનો પ્રવાહ બીજી જગ્યાએ લઈ જાય, તો તે ગામનું પાણી જાય, ફળ જાય, આરોગ્ય જાય, વેપાર જાય, તેના બગીચાઓ વગડા બને, તેની પહેલાંની સમૃદ્ધિનાં ખંડેરો પોતાની ફાટેલી ભીંતોની ફાટોમાં વડ અને પીપળાને ઉછેરી ઘૂવડ અને વનવાગોળનાં વિહારસ્થાન બની જાય.

મનુષ્યના ચિત્તનો પ્રવાહ નદીના કરતાં ઓછો મહત્ત્વનો નથી. એ જ ચિત્તપ્રવાહે બંગાળનાં વૃક્ષઘટાથી ઘેરાયેલાં ગામોને હમેશાં નિરોગી અને આનંદમય રાખ્યાં હતાં—આજે બંગાળના એ ગ્રામરૂપી ખોળેથી બંગાળીઓની ચિત્તધારા ખડી પડી જુદે માર્ગે વળી ગઈ છે. એટલે જ તેનાં દેવાલયો પડું પડું થઈ રહ્યાં છે—સમરાવનારા કોઈ છે નહિ; તેનાં જળાશયો ગંદાં છે—કાદવ ગળાવનાર કોઈ છે નહિ; સમૃદ્ધ ઘરોની હવેલીઓ સૂની છે—તેમાં ઉત્સવના આનંદધ્વનિ સંભળાતા નથી. એટલે આજે જલદાન દેનાર સરકાર માબાપ છે, આરોગ્યદાન દેનાર સરકાર માબાપ છે, વિદ્યાદાનની વ્યવસ્થા માટે પણ સરકાર માબાપને આંગણે હાથ પસારી ઊભા રહેવું પડે છે. જે ઝાડ પોતે જ પોતાનાં ફૂલોને વિકસાવતું હતું તે

આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થાય એ માટે પોતાની બધીય સૂકી ડાળડાંખળીઓ ઊંચી પસારી અરજ ગુજારે છે. કદાચ માનો કે તેની એ અરજ મંજૂર થઈ, પણ એ બધાં આકાશકુસુમોથી તેની સાર્થકતા શી?

અંગ્રેજીમાં જેને 'સ્ટેટ' કહે છે તેને આપણા દેશની આજની ભાષામાં 'સરકાર' કહીએ છીએ. એ સરકાર પ્રાચીન ભારતવર્ષમાં રાજશક્તિરૂપે વિદ્યમાન હતી. પરંતુ વિલાયતનાં 'સ્ટેટ' અને આપણી 'રાજશક્તિ' એ બે વચ્ચે ભેદ છે. વિલાયતે દેશનાં લોકહિતનાં બધાં જ કાર્યોનો ભાર 'સ્ટેટ'ના હાથમાં સોંપેલો છે—ભારતવર્ષે બહુ થોડા પ્રમાણમાં જ એમ કર્યું હતું.

જેઓ દેશના ગુરુ હતા, જેઓ આખા દેશને વિના પગારે વિદ્યા અને ધર્મનું શિક્ષણ આપતા આવ્યા હતા, તેમને પાળવાનું અને ઇનામો આપવાનું રાજાનું કર્તવ્ય હતું નહિ એમ નહિ, પરંતુ તે કેવળ થોડે અંશે જ. વસ્તુતઃ સાધારણ રીતે તે કામ પ્રત્યેક ગૃહસ્થનું ગણાતું. રાજા જો મદદ આપવી બંધ કરી દે, એકાએક દેશ જો અરાજક બની જાય, તોપણ સમાજનાં વિદ્યા અને ધર્મનાં શિક્ષણને કશી ભારે અડચણ ન આવે. રાજા પ્રજાને માટે જળાશયો ખોદાવતો નહોતો એમ નહિ, પરંતુ સમાજના બધા ધનિકો જેટલે અંશે એ કામ કરતા તેટલે અંશે જ રાજા પણ કરતો. રાજા ગાફેલ રહે એટલે કાંઈ પ્રજાનાં જલપાત્રો ખાલી નહોતાં થઈ જતાં.

વિલાયતમાં દરેક માણસ પોતપોતાના સુખચેન અને સ્વાર્થની બાબતમાં સ્વતંત્ર હોય છે. તેમને માથે કર્તવ્યનો

બોજો લદાયેલો નથી હોતો. તેઓનાં બધાંય મોટાં મોટાં કાર્યોનો ભાર રાજશક્તિ ઉપર નાખેલો હોય છે. આપણા દેશમાં રાજશક્તિ પ્રમાણમાં સ્વતંત્ર હતી. પ્રજાવર્ગ સામાજિક કર્તવ્યો દ્વારા બંધાયેલો હતો. રાજા શિકાર કરવા જાય, યુદ્ધ કરવા જાય, રાજકાર્ય કરે કે એશઆરામમાં દિવસો કાઢે તે માટે ધર્મની દષ્ટિએ તે જવાબદાર ગણાય, પણ પ્રજાવર્ગ પોતાના હિતને માટે તેના ઉપર જ બધો આધાર રાખીને બેસી રહેતો નહિ; સમાજનું કામ સમાજની દરેક વ્યક્તિ ઉપર આશ્ચર્યકારક અને વિચિત્ર પ્રકારે વહેંચી નાખેલું હતું.

આમ હોવાથી આપણે જેને ધર્મ કહીએ છીએ તેનો સમાજમાં સર્વત્ર સંચાર હતો. આપણામાંના દરેકેદરેકને સ્વાર્થસંયમ અને આત્મત્યાગનો અભ્યાસ કરવો પડતો હતો. આપણામાંનો એકેએક જણ ધર્મપાલન કરવાને બંધાયેલો હતો.

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે જુદી જુદી સંસ્કૃતિની પ્રાણશક્તિ જુદે જુદે સ્થાને રહેલી હોય છે. જે સ્થાને દેશના હિતનો ભાર હોય છે તે જ સ્થાને દેશનું મર્મસ્થાન હોય છે. તે સ્થાન ઉપર ઘા કરીએ કે તરત જ આખા દેશને જીવલેણ જખમ થાય. વિલાયતમાં જો રાજશક્તિની ઊથલપાથલ થઈ જાય તો આખા દેશનો વિનાશ આવી પહોંચે —એ જ કારણે યુરોપમાં રાજકારણ ( પૉલિટિક્સ ) આટલું બધું મહત્ત્વનું ગણાય છે. આપણા દેશમાં સમાજ જો પાંગળો હોય તો જ દેશને સાચું સંકટ આવે. એટલા માટે જ આપણે આજ સુધી રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે માથું મેલીને પ્રયત્ન કર્યાં નહિ, પણ સામાજિક સ્વતંત્રતાનું સર્વતોભાવે રક્ષણ કરતા

આવ્યા છીએ. વિલાયતમાં ગરીબને ભીખ આપવાથી માંડીને પ્રજાવર્ગને ધર્મશિક્ષણ આપવા સુધીનાં બધાંય કામોનો આધાર 'સ્ટેટ' ઉપર છે; એટલે 'સ્ટેટ'ને જિવાડે તો જ અંગ્રેજો જીવે, આપણે ધર્મવ્યવસ્થાને જિવાડીએ એટલે જીવીએ.

ઇંગ્લંડમાં સ્વાભાવિક રીતે જ લોકો 'સ્ટેટ'ને જાગ્રત રાખવામાં, ઉદ્યોગપરાયણ રાખવામાં હમેશાં મંડેલા હોય છે. હમણાં હમણાં અંગ્રેજોની નિશાળમાં ભણી ભણીને આપણે નક્કી કર્યું છે કે, પરિસ્થિતિનો વિચાર કર્યા વિના સરકારને ઘોંચપરોણો કરી સાવધાન રાખવી એ જ પ્રજાવર્ગનું સૌથી મુખ્ય કર્તવ્ય છે. આપણે એટલું ન સમજ્યા કે, પારકાના શરીર ઉપર જળો મુકાવ્યા કરવાથી પોતાનો વ્યાધિ મટવાનો નથી.

આપણને ચર્ચા ગમે છે એટલે આ સ્થાને એવી ચર્ચા ઊઠે એ અસંભવિત નથી કે, પ્રજાવર્ગનાં કાર્યોનો ભાર પ્રજાવર્ગનાં સર્વ અંગો ઉપર ફેલાઈ રહે એ સારું કે સરકાર નામની એક સંસ્થા ઉપર જ પડે એ સારું ? મારું કહેવું એવું છે કે એ ચર્ચા મહાવિદ્યાલયની ચર્ચાપરિષદમાં કરી શકાય, પણ હમણાં તો એ ચર્ચા આપણને કશા કામમાં આવે એમ નથી.

કારણ, એટલું તો આપણે સમજવું જ જોઈએ કે વિલાયતનું 'સ્ટેટ' આખા સમાજની સંમતિ ઉપર સદા ઊભેલું છે. એ સ્થિતિ ત્યાં સ્વાભાવિક નિયમે કરીને જ ઉદ્ભવી છે. કેવળ ચર્ચા દ્વારા આપણે તે મેળવી શકીએ એમ નથી. બહુ જ સારી હોય તો પણ તે આપણને અલભ્ય છે !

આપણા દેશમાં 'સરકાર બહાદુર'ને સમાજ સાથે કાંઈ સંબંધ જ નથી. સરકાર એ સમાજની બહાર છે. એટલે જે કોઈ વસ્તુની આપણે તેની પાસે આશા રાખીશું તેનું મૂલ

આપણે સ્વતંત્રતા ખરચીને દેવું પડશે. જે કાર્ય સમાજ સરકાર પાસે કરાવશે તે કામને વિષે સમાજ પોતાને પાંગળો બનાવશે, જોકે એવું પાંગળાપણું આપણા દેશમાં સ્વભાવસિદ્ધ હતું નહિ. આપણે જુદી જુદી જાતિઓની, જુદા જુદા રાજાઓની આણ માનતા આવ્યા છીએ, પરંતુ સમાજ હમેશાં પોતાનાં બધાંય કામો પોતે જ બજાવતો આવ્યો છે, નાની કે મોટી કોઈ પણ બાબતમાં તેણે બહારના કોઈને પણ હાથ નાંખવા દીધો નથી. તે જ કારણને લીધે રાજલક્ષ્મી જ્યારે દેશવટો ભોગવતી હતી ત્યારે પણ સમાજલક્ષ્મીએ વિદાય નહોતી લીધી.

આજે આપણે સમાજનાં બધાં કામો એકે એકે સમાજની બહારના એવા 'સ્ટેટ'ના હાથમાં પોતાની મેળે સોંપી દેવાને તૈયાર થયા છીએ. આજ સુધી હિંદુ સમાજમાં રહીને નવા નવા સંપ્રદાયોએ પોતપોતામાં જુદા જુદા આચારવિચારો પ્રવર્તાવ્યા છે, પણ હિંદુ સમાજે તેમનો તિરસ્કાર કર્યો નથી. આજથી બધુંય અંગ્રેજના કાયદાથી બંધાઈ ચૂક્યું છે અને એકેએક પરિવર્તનને પોતે અહિંદુ છે એવું જાહેર કરવાની ફરજ પડે છે. આ ઉપરથી સમજાય છે કે જે સ્થાને આપણું મર્મસ્થાન છે, જે મર્મસ્થાનને આપણે પોતાના અંતરમાં જતનપૂર્વક જાળવીને આજ સુધી જીવતા રહ્યા, એ જ આપણું અંતરતમ મર્મસ્થાન આજે ખુલ્લું, રક્ષણ વિનાનું, થઈ પડ્યું છે, તે આજે વિકલ થઈ પડ્યું છે. ખરી આપત્તિ તો એ છે; જલસંકટ એ આપત્તિ નથી.

પહેલાંના સમયમાં બાદશાહના દરબારે જેમને નવાજ્યા હતા, નવાબો જેમની સલાહ અને મદદની આશા રાખતા

હતા, તેઓ કંઈ એ રાજપ્રસાદને મહત્ત્વનો નહોતા ગણતા. સમાજનો પ્રસાદ રાજપ્રસાદ કરતાં તેમને મન મોટો હતો. પ્રતિષ્ઠા માટે તેઓ પોતાના સમાજ તરફ જ નજર ફેરવતા. રાજરાજેશ્વરની રાજધાની દિલ્હી તેમને જે સન્માન આપી નહોતી શકતી તે ચરમ સન્માનને માટે તેમને પોતાના જન્મ-સ્થાન બનેલ અજાણ્યા ગામડાનાં ઝૂંપડાંને બારણે જ આવીને ઊભા રહેવું પડતું. દેશના અદનામાં અદના પ્રજાજન તેમને મહદાશય વ્યક્તિ કહે એ સરકારે દીધેલા રાજામહારાજાના ઇલકાબ કરતાં પણ તેમને મન મોટી વાત હતી. જન્મભૂમિનું સન્માન એ લોકો મનથી સમજ્યા હતા; રાજધાનીની મોટાઈ, રાજસભાનું ગૌરવ એમનાં મનને એમના ગામથી ચળાવી નહોતાં શક્યાં. એ જ કારણથી દેશના નાનામાં નાના ગામમાં પણ કદી પાણીની તાણ પડી નહોતી. અને માનવસંસ્કૃતિનાં બધાંય સાધનો અને વ્યવસ્થા ગામે ગામે સદાય જળવાતાં હતાં.

આજે દેશના લોકો ધન્યવાદ આપે એથી આપણને સુખ થતું નથી; એટલે આપણો પુરુષાર્થ સ્વાભાવિક રીતે સહેલાઈથી દેશહિત પ્રત્યે વળતો નથી.

આજે તો સરકાર આપણને કાલાવાલા કે આપણા ઉપર તગાદો કરે તો કામ ચાલે. આજે દેશનું જલસંકટ નિવારવાને માટે સરકાર દેશના લોકો ઉપર તગાદો કરે છે. હૃદયની સ્વાભાવિક પ્રેરણાઓ બધી મરી ગઈ છે. દેશના લોકોમાં ખ્યાતિ થાય એ પણ આપણને રુચતું નથી. આપણાં હૃદયોએ તો ગોરાને ગુલામખત લખી આપ્યાં છે. આપણી રુચિ તો સાહેબની દુકાને વેચાઈ ગઈ છે!

મારું કહેવું કોઈ ખોટી રીતે સમજે એવો સંભવ છે. હું એવું નથી કહેતો કે બધા જ પોતપોતાના ગામની ભૂમિને વળગીને પડી રહે, અને વિદ્યા અને ધન-માન મેળવવાને માટે બહાર જવાની જરૂર જ નથી. જે આકર્ષણે બંગાળીઓને બહાર ખેંચ્યા છે તેનું ઋણ તેમણે સ્વીકારવું જ જોઈએ. એ આકર્ષણે જ તેમની સર્વ શક્તિ જાગૃત કરી છે, અને તેમના કાર્યક્ષેત્રને વ્યાપક બનાવી તેમના ચિત્તને વિશાળ બનાવ્યું છે.

પણ આ જ વખતે બંગાળીઓને વારે વારે યાદ આપવાની જરૂર છે કે, ઘર અને બહારનો જે સ્વાભાવિક સંબંધ છે તે એકદમ ઊલટપાલટ ન થઈ જાય એ સંભાળજો! બહાર કમાવાનું તે ઘરમાં સંગ્રહ કરવા માટે જ. શક્તિનો ઉપયોગ બહાર કરવો પડે તોપણ હૃદયને તો પોતાને ઘેર જ રાખવું જોઈશે. શાખીશું બહાર જઈને, તેનો ઉપયોગ કરીશું ઘેર આવીને. પણ આપણે તો આજકાલ—

"ઘર કર્યું બહાર, બહાર કર્યું ઘર,
પર કર્યાં પોતાનાં, પોતાનાં કર્યાં પર."

આથી આપણાં જુદાં જુદાં કામોમાં કેવી અસંગતતા ઊભી થાય છે તેનું એક ઉત્કૃષ્ટ દૃષ્ટાંત પ્રાંતિક પરિષદ જ છે. એ પરિષદ દેશને સલાહ આપવાને મળે છે અને છતાં તેની ભાષા વિદેશી છે. આપણે અંગ્રેજી ભણેલાઓને જ પોતાના નિકટના માણસો માનીએ છીએ. છેક અદનામાં અદના પ્રજાજનની સાથે આપણે અંતરનો સંબંધ ન બાંધી શકીએ ત્યાં સુધી આપણે નકામા છીએ, એ વસ્તુ કેમે કરી આપણને સૂઝતી જ નથી. સાધારણ પ્રજાવર્ગ અને આપણી વચ્ચે

આપણે એક દુર્ભેદ્ય દીવાલ ઊભી કરી રહ્યા છીએ. હમેશાં આપણે તેમને આપણી બધી ચર્ચા અને વિચારણામાંથી અળગા રાખ્યા છે. આપણે પહેલેથી જ વિલાયતનું મન હરણ કરવાને છલ, બલ, કૌશલ, સાજ-સરંજામ કશાની જ ઊણપ રાખી નથી; પરંતુ દેશનું મન તેના કરતાં પણ મોંઘા મૂલનું છે અને તેને જીતવા માટે પણ બહુ બહુ સાધનાની જરૂર છે, એ વાત આપણને યાદ સુધ્ધાં આવતી નથી.

રાજકીય સાધનાનો અંતિમ ઉદ્દેશ કેવળ દેશના હૃદયને એક કરવાનો હોય છે. પરંતુ દેશની ભાષા છોડીને, દેશની પ્રથા છોડીને, કેવળ વિદેશીનું મન આકર્ષવાને માટે અનેક પ્રકારની ચાલબાજી ખેલવી, એને જ મહા ઉપયોગી રાજકીય શિક્ષણ કહેવાનું તો આપણા જ હતભાગી દેશમાં પ્રચલિત થયું છે.

દેશનું હૃદય જીતવું એને જ જો ચરમ લાભ માનીએ, તો સાધારણ વ્યવહારમાં અતિ આવશ્યક માની જે ચાલ-ચલનનો આપણે મહાવરો પાડ્યો છે, તે બધાંને દૂર રાખી દેશની ખરેખર પાસે જવાના કયા કયા માર્ગો સદા ખુલ્લા છે, તેમને આપણે દૃષ્ટિ સમક્ષ લાવવા જોઈશે. પ્રાંતિક પરિષદને જો આપણે સાચે જ દેશને સલાહ આપવાના કાર્યમાં રોકી હોત તો આપણે શું કર્યું હોત? તો તો આપણે એને વિલાયતી પદ્ધતિની સભા ન બનાવતાં દેશી પદ્ધતિનો મોટો મેળો બનાવત. તેમાં રામલીલા, ગીત, આનંદ, ગમ્મતથી આકર્ષાઈ દેશના લોકો દૂર દૂરથી ભેગા મળ્યા હોત. તેમાં દેશી વસ્તુઓ અને ખેતીની ઊપજોનું પ્રદર્શન હોત. ત્યાં સારા સારા કથાકારો, કીર્તનકારો, અને રામલીલા કરનારાઓને ઇનામ અપાતાં હોત.

ત્યાં જાદુઈ ફાનસ વગેરેની મદદથી લોકોને આરોગ્યશાસ્ત્રની વાતો સ્પષ્ટ રીતે સમજાવવામાં આવતી હોત. અને આપણે જે કાંઈ કહેવાનું છે, દુઃખસુખની જે કાંઈ વાતો કરવાની છે, તેનો સારા ખોટા બધાએ ભેગા મળી જન્મભાષા—બંગાળી ભાષા—માં વિચાર કર્યો હોત.

આપણા દેશમાં ગામડાંની વસ્તી જ સૌથી મુખ્ય છે. એ ગામડાં કોઈ કોઈ વાર જ્યારે બહારના વિશાળ જગતની ગતિ અનુભવવાને ઉત્સુક બને છે, ત્યારે મેળા એ જ તેનો મુખ્ય ઉપાય હોય છે. આ મેળા એ જ આપણા દેશમાં બાહ્ય જગતને ઘરમાં આવવાનું આમંત્રણ છે. એ ઉત્સવમાં ગામ પોતાની બધી સંકુચિતતા ભૂલી જાય છે, હૃદય ખોલીને દાન કરવાનો અને લેવાનો એ જ તેનો મુખ્ય પ્રસંગ છે. જેમ આકાશના જળથી જળાશય ભરી દેવાનો સમય ચોમાસું છે તેમ વિશ્વના ભાવથી ગામડાંનાં હૃદયને ભરી દેવાનો યોગ્ય અવસર મેળો છે.

આ મેળા આપણા દેશમાં અત્યંત સ્વાભાવિક છે. એકાદ સભાને માટે જો દેશના લોકોને બૂમ પાડો તો તેઓ વહેમાયેલા આવશે, તેમનાં મન ખૂલતાં બહુ વાર લાગશે. પરંતુ મેળા માટે જેઓ ભેગા થાય છે તેઓ સ્વાભાવિક રીતે જ હૃદય ખોલીને આવે છે,—એટલે અહીં જ દેશનું મન મેળવવાનો સાચો અવકાશ મળે છે. ગામડાં જે દિવસે હળહલેસાં છોડીને છુટ્ટી લે છે, તે જ દિવસે તેમની પાસે આવીને બેસવાનો દિવસ હોય છે.

બંગાળમાં એવો જિલ્લો નથી જ્યાં વરસમાં જુદે જુદે વખતે જુદે જુદે ઠેકાણે મેળા ન ભરાતા હોય. પહેલાં તો એ

મેળાઓની યાદી અને વર્ણન ભેગાં કરવાનું આપણું કામ છે. ત્યાર પછી એ મેળાઓ દ્વારા દેશના લોકોની સાથે સાચી રીતે પરિચિત થવાના પ્રસંગો આપણે યોજીએ.

દરેક જિલ્લાના સુશિક્ષિત માણસો પોતપોતાના જિલ્લાના મેળામાં જો નવો ભાવ જાગ્રત કરી શકે, તેમાં નવો પ્રાણ રેડી શકે, દેશનો શિક્ષિત વર્ગ જો એમાં પોતાનું હૃદય ઠાલવે, આ બધા મેળાઓમાં જો તેઓ હિંદુમુસલમાન વચ્ચે સદ્ભાવ સ્થાપન કરે, કોઈ પણ પ્રકારના નકામા રાજકારણનો સંબંધ રાખ્યા વિના, વિદ્યાલય, રસ્તા, ઘાટ, તળાવ, ગોચર વગેરે સંબંધે જિલ્લાને જે જે ખોટ હોય તેને દૂર કરવાના ઉપાયનો વિચાર કરે, તો બહુ જ થોડા વખતમાં સ્વદેશને સાચી રીતે પ્રયત્નશીલ કરી દઈ શકાય.

મને તો એવો વિશ્વાસ છે કે ફરી ફરીને બંગાળમાં જુદે જુદે ઠેકાણે મેળા ભરવાને એક મંડળ તૈયાર થાય. તે નવાં નવાં નાટકો, કીર્તનો, કથાઓ રચીને, સાથે 'બાયોસ્કોપ', જાદુઈ ફાનસ, અંગકસરત, જાદુ વગેરેનાં સાધનો લઈને ફરતાં રહે તો ખર્ચને માટે તેમને લેશ પણ ચિંતા કરવી ન પડે. તેઓ જો દરેક મેળાએ જમીનદારને અમુક નાણાં આપવાનાં કરે, અને દરેક દુકાનદાર પાસેથી નિયમ પ્રમાણે વેચાણનો અમુક ભાગ લેવાનો અધિકાર મેળવે તો યોગ્ય વ્યવસ્થા દ્વારા એ કામમાં તેમને સારો નફો પણ થાય. એ નફાના પૈસામાંથી મહેનતાણાનો અને બીજો ખરચ બાદ કરતાં જે વધે તે જો દેશના કાર્યમાં ખરચે તો તે મેળામંડળ જોડે દેશના હૃદયનો ગાઢ સંબંધ બંધાશે, તેઓ દેશની રજેરજ વાતો જાણી

શકશે, અને તેઓ કેટલું બધું કામ કરી શકશે તેનો કહેતાં પાર આવે એમ નથી.

આપણા દેશમાં હંમેશાં આનંદઉત્સવ દ્વારા લોકોને સાહિત્યરસ અને ધર્મશિક્ષણ અપાયાં છે. આજે અનેક કારણોથી જમીનદારોનો મોટો ભાગ શહેર તરફ આકર્ષાયો છે. તેમનાં પુત્રપુત્રીના વિવાહ વગેરેનો બધોય આનંદઉલ્લાસ કેવળ શહેરના ધનવાન મિત્રોને નાટક અને નાચગાન બતાવવામાં જ પૂરો થાય છે. ઘણા જમીનદારો આવાં ક્રિયાકર્મોમાં પ્રજા પાસેથી ઉઘરાણું લેતાં સંકોચાતા નથી. તેવે ઠેકાણે 'इतरे जनाः' મિષ્ટાન્ન પૂરું પાડે છે, પણ 'मिष्टान्नम्'નો એક કણ પણ 'इतरे जनाः' ચાખવા પામતા નથી. આરોગે તો 'बांधवाः' અને 'साहेबाः' એથી બંગાળાનાં ગામડાં દિવસે દિવસે આનંદહીન થતાં જાય છે, અને જે સાહિત્ય દેશનાં આબાલ-વૃદ્ધવનિતાનાં મનને સરસ અને સુંદર રાખતું હતું તે દિવસે દિવસે સામાન્ય લોકોના અધિકાર બહાર જતું જાય છે. આપણે કલ્પેલો આ મેળાસંપ્રદાય જો સાહિત્યની ધારા, આનંદનો પ્રવાહ બંગાળાનાં ગામડાંને આંગણે ફરી એક વાર વહેવડાવી શકે, તો તો એ શસ્યશ્યામલા બંગભૂમિનું હૃદય દિવસે દિવસે શુષ્ક મરુભૂમિ ન બની જાય.

આપણે એ વાત યાદ રાખવી જોઈએ કે જે મોટાં મોટાં જળાશયો આપણને જળ અને સ્વાસ્થ્ય આપતાં હતાં, તે દૂષિત થતાં આપણને કેવળ પાણીની જ તાણ પડી છે એમ નથી, પણ તેઓ આપણને રોગ અને મૃત્યુની લહાણી કરી રહ્યાં છે. તે જ પ્રમાણે આપણા દેશમાં જે મેળાઓ ધર્મને નામે પ્રચલિત છે, તેઓનો મોટો ભાગ આજકાલ ધીમે

ધીમે દૂષિત બને છે, એથી કેવળ લોકશિક્ષણને માટે નાલાયક બન્યા છે એટલું જ નહિ, પણ કુશિક્ષણની ખાણ થઈ પડ્યા છે. સંભાળ રાખ્યા વિનાના ખેતરમાં અનાજ તો થતું જ નથી, પણ કાંટાનાં ઝાંખરાંયે જન્મે છે. આવી સ્થિતિમાં ગંદા આનંદના સાધનરૂપ આ મેળાઓનો જો આપણે ઉદ્ધાર ન કરીએ તો સ્વદેશના અને ધર્મના અપરાધી થઈશું.

આપણા દેશી લોકોની સાથે દેશી રીતે મળવામાં કેવાં સાધનો ઉપયોગી થઈ પડે તેનું એક દૃષ્ટાંત જ મેં તો આપ્યું છે. અને એ સાધનને નિયમો દ્વારા બાંધી તેના ઉપર અધિકાર જમાવી કેવી રીતે તેને દેશવ્યાપી મંગળ વસ્તુ બનાવી શકાય તેનો ખ્યાલ આપ્યો છે.

રાજદરબારમાં ભિક્ષાવૃત્તિ કરવી એને જ જેઓ દેશની સર્વોત્તમ મંગળકારી પ્રવૃત્તિ માનતા નથી, તેમને સામો પક્ષ 'પૅસિમિસ્ટ' એટલે કે નિરાશાવાદી કહે છે. એટલે રાજા પાસે કશી આશા રાખવી ફોગટ છે એ વિચારથી આપણે જેટલા હતાશ થઈ ગયા છીએ તેટલા બધા હતાશ થવાનું તેમને કારણ લાગતું નથી.

હું સ્પષ્ટ રીતે કહું છું કે રાજા આપણને વારે વારે દંડો લઈને પોતાને આંગણેથી ખદેડી કાઢે છે, એટલા માટે નિરુપાય થઈને હું સ્વાવલંબનને શ્રેયસ્કર ગણું છું એમ નથી. હું કદી પણ દુર્લભ દ્રાક્ષોથી લોભાયેલા પેલા અભાગિયા શિયાળવાના જેવું સાંત્વન લેતો જ નથી. હું તો એ જ કહું છું કે, પારકાની મહેરબાની માગવી એ જ ખરા 'પૅસિમિસ્ટ' નિરાશાવાદી દીનનું લક્ષણ છે. નાકલીટી તાણ્યા વિના આપણો બીજો આરો નથી, એવું તો હું કદી પણ ન કહું. સ્વદેશ

વિષે મને વિશ્વાસ છે, આપણી આત્મશક્તિ વિષે મને ભારે માન છે. મને પૂરેપૂરી ખાતરી છે કે ગમે તે ઉપાયે પણ આજે આપણે પોતામાં જે સ્વદેશીય, સ્વજાતીય ઐક્યનો અનુભવ કરી સાર્થકતા પામવાને ઉત્સુક થયા છીએ તેનો પાયો જો પારકાની અમરંગી પ્રસન્નતા ઉપર હોય, જો તે વિશેષે કરીને ભારતવર્ષે પોતે જ સાધેલી ન હોય તો તે વારે વારે વ્યર્થ થવાની છે. એટલે ભારતવર્ષનો યથાર્થ માર્ગ કયો તેની આપણે ચારે બાજૂએ શોધ કરવી જોઈશે.

માણસની સાથે માણસનો આત્મીય સંબંધ સ્થાપવો એ જ હમેશાં ભારતવર્ષનો સૌથી મુખ્ય પ્રયત્ન રહ્યો છે. દૂરનાં સગાં સાથે પણ સંબંધ રાખવો જોઈએ, છોકરાં ઉમ્મર-લાયક થાય તોપણ સંબંધ શિથિલ ન થાય, ગામનાં માણસો સાથે પણ વર્ણ કે અવસ્થાનો વિચાર કર્યા વિના યથાયોગ્ય આત્મીય સંબંધ જાળવવો જોઈએ; ગુરુ–પુરોહિત, અતિથિ–ભિક્ષુક, જમીનદાર–પ્રજા બધાંયની સાથે જ યથોચિત સંબંધ બંધાયેલો છે. એમાંના કોઈ પિતાને ઠેકાણે છે, કોઈ પુત્રને ઠેકાણે છે, કોઈ ભાઈ છે તો કોઈ મિત્ર છે. આપણે જે કોઈ માણસના સાચા સંપર્કમાં આવીએ તેની સાથે એક સંબંધ નક્કી કરી બેસીએ છીએ. એટલા માટે કોઈ પણ સ્થિતિમાં માણસને આપણે આપણું કામ સાધવાનું યંત્ર કે યંત્રનું અંગ ગણી શકતા નથી. એ વસ્તુની સારી અને ખોટી બંને બાજૂ હોઈ શકે, પરંતુ એ આપણા દેશની વસ્તુ છે, એટલું જ નહિ પણ એથીય મોટી વાત તો એ છે કે એ પૂર્વની વસ્તુ છે.

જાપાની યુદ્ધના દાખલાથી મારી આ વાત સ્પષ્ટ થશે. યુદ્ધ એ યંત્ર જેવી જડ વસ્તુ છે, એમાં કંઈ શંકા નથી.

સિપાઈઓને યંત્રવત્ બનીને જ ઊભા રહેવું પડે છે અને યંત્રવત્ જ ચાલવું પડે છે. પરંતુ તેમ છતાં જાપાનનો એકે-એક સિપાઈ એ યંત્રની સ્થિતિને વટાવી ગયો છે. તેઓ આંધળા જડ જેવા નથી. તેઓમાંનો એકેએક મિકાડોની સાથે અને તે દ્વારા સ્વદેશની સાથે સંબંધ ધરાવતો થયેલો છે. તે સંબંધને ખાતર તેઓમાંનો એકેએક સિપાઈ પોતાનું બલિદાન આપે છે. એ જ રીતે આપણે ત્યાં પ્રાચીન જમાનામાં પ્રત્યેક ક્ષત્રિય યોદ્ધો પોતાના રાજા કે માલિકનું અવલંબન કરીને ક્ષાત્રધર્મને ચરણે પોતાનું બલિદાન આપતો હતો. રણક્ષેત્રમાં તેઓ શેતરંજનાં મહોરાંની માફક નહોતા મરતા, પણ માણસની માફક હૃદયના સંબંધ અને ધર્મના ગૌરવ સાથે મરતા હતા. આથી યુદ્ધ ઘણી વાર વિરાટ આત્મહત્યા જેવું બની જતું. એવા બનાવોને વિષે પાશ્ચાત્ય સમાલોચકો કહે છે કે, 'એ ચમત્કારિક વસ્તુ છે, પણ એ યુદ્ધ નથી!' જાપાને આ ચમત્કારની સાથે યુદ્ધનું મિશ્રણ કરી પૂર્વ અને પશ્ચિમ બંનેના ધન્યવાદ મેળવ્યા.

ગમે તેમ હો, પણ એ જ આપણી પ્રકૃતિ છે. પ્રયોજનના (કામ પૂરતા) સંબંધોને આપણે હૃદયના સંબંધ દ્વારા શુદ્ધ કર્યા પછી જ વ્યવહારમાં લઈ શકીએ છીએ. આથી અનાવશ્યક જવાબદારી પણ આપણે સ્વીકારવી પડે છે. પ્રયોજનના સંબંધ સંકુચિત હોય છે; ઑફિસમાં જ તેનો અંત આવે છે. શેઠ અને નોકર વચ્ચે જો કેવળ શેઠ અને નોકરનો જ સંબંધ રહે, તો કામ લેવામાં અને પગાર ચૂકવવામાં જ બધું પતી જાય. પણ તેમાં કોઈ પણ પ્રકારના આત્મીય સંબંધને સ્વીકારીએ એટલે જવાબદારી દીકરા-દીકરીના વિવાહ અને શ્રાદ્ધશાંતિ સુધી પહોંચે છે.

મારી વાતનું બીજું એક આધુનિક દૃષ્ટાંત જુઓ. હું રાજશાહી અને ઢાકાની પ્રાંતિક પરિષદમાં હાજર હતો. એ પરિષદને આપણે ભારે ઉપયોગી વસ્તુ માનીએ છીએ એ વિષે તો શંકા છે જ નહિ. પણ મને નવાઈ તો એ લાગી કે એમાં કામની ગરજ કરતાં અતિથિસત્કારનો ભાવ જ વધારે તરી આવતો હતો. જાણે જાનમાં ગયા હોઈએ એમ આહારવિહાર, આરામ–આમોદની વ્યવસ્થાની માગણી અને ધાંધલ એટલી બધી હતી કે બિચારા પરિષદ બોલાવનારાઓનો જીવ જતો હતો. જો તેઓએ એમ કહ્યું હોત કે તમે પોતાના દેશનું કામ કરવા આવ્યા છો, અમને ગીરો મૂકવા આવ્યા નથી, આટઆટલાં ચર્વ્ય – ચોષ્ય – લેહ્ય – પેય, આટઆટલાં શયનાસન, આટઆટલાં લેમોનેડ, સોડાવૉટર, આટઆટલાં ગાડીઘોડા, આટઆટલી સાહેબીનો ખર્ચ અમારા ઉપર શાને? —તો તેમનું કહેવું અયોગ્ય ન ગણાત. પરંતુ કામને નામે કેવળ પોતાના કામમાં જ મશગૂલ રહેવું એ આપણા લોકનું કામ નથી. આપણે શિક્ષણને પરિણામે ગમે તેટલા વ્યવહાર-પરાયણ થઈએ તોપણ યજમાને તો કેવળ વ્યવહારથી પર જ થવું જોઈએ. કામને પણ આપણે હૃદયના સંપર્કથી વંચિત રાખવા ચાહતા નથી. વસ્તુતઃ પરિષદના આતિથ્યથી અમારું મન જેટલું આકર્ષાયું તેટલું તેના કાર્યમય ભાગથી આકર્ષાયું નહિ. પરિષદ પોતાના વિલાયતી અંગમાંથી આ દેશી હૃદયને બિલકુલ બાદ ન રાખી શકી. યજમાનોએ અભ્યાગતોનો અતિથિભાવે, આત્મીયભાવે સત્કાર કરવો એ પોતાની ફરજ છે એમ માની લીધું હતું. તેમનાં પરિશ્રમ, કષ્ટ, ખર્ચ કેટલાં બધાં વધી ગયાં હતાં તે તો જેમણે જોયું

હોય તે જ સમજે. મહાસભામાં પણ જેટલો ભાગ આતિથ્યનો છે તેટલો ભાગ જ ભારતવર્ષનો છે અને તેટલો ભાગ જ દેશમાં પૂરું કામ કરે છે. જે ભાગ કામનો ગણાય છે તેનું કામ તો ત્રણ દિવસ ચાલે, બાકી આખું વરસ તો તેનો પત્તોયે ન મળે. અતિથિ પ્રત્યે જે સેવાનો સંબંધ વિશેષ કરીને ભારતવર્ષની પ્રકૃતિમાં રહેલો છે તેને વિશાળ રૂપે સેવાનો પ્રસંગ મળતાં ભારે આનંદ થાય છે. જે આતિથ્ય ઘેર ઘેર આચરવામાં આવે છે તેને મોટા પાયા ઉપર સંતોષવાને માટે પ્રાચીન સમયમાં મોટાં મોટાં યજ્ઞાનુષ્ઠાન કરવામાં આવતાં. હમણાં ઘણા વખતથી એ બધું નાશ પામ્યું છે. પણ ભારતવર્ષ એ બધું ભૂલ્યો નથી, એટલે દેશના કામને પ્રસંગે જનસમાગમ થતાં જ ભારતલક્ષ્મીએ પોતાની ઘણા દિવસની અવડ પડેલી જૂની જાહેર અતિથિશાળાનાં બારણાં ખોલી નાખ્યાં, પોતાના યજ્ઞભંડારમાં પોતાનું હંમેશનું આસન ગ્રહણ કર્યું. એ રીતે, મહાસભા અને પરિષદોમાં જ્યારે વિલાયતી ભાષણોની ધૂમ મચતી હોય છે અને તાળીઓના ગડગડાટ થતા હોય છે ત્યારે ત્યાં પણ, એ દારુણ સભાસ્થાનમાં પણ, આપણી માતા હસતે મુખે પોતાના ઘરની અલ્પસ્વલ્પ સામગ્રી, તેને પોતાને હાથે તૈયાર કરેલું થોડું મિષ્ટાન્ન, સૌને કટકો કટકો વહેંચી ખવરાવી ચાલી જાય છે, અને ત્યાં શું ચાલે છે તેની તેને બરાબર સમજ પણ પડતી નથી. માતા જો એવું જોવા પામત કે પુરાણા યજ્ઞોની માફક આ આધુનિક યજ્ઞોમાં પણ માત્ર પુસ્તકપંડિતો જ નથી, માત્ર ઘડિયાળ અને અછોડા લટકાવનારાઓ જ નથી, પણ આમંત્રિત અને અનામંત્રિત ગરીબતવંગર બધા જ વિના સંકોચે ભેગા મળ્યા છે, તો

તેના મુખ પર હાસ્યની વધુ ઝલક છવાઈ હોત. તે સ્થિતિમાં વાનીઓ ઓછી થાત, આડંબર પણ ઓછો થાત, પણ આનંદ-મંગલ અને માતાના આશીર્વાદથી એ ઊણપ પુરાઈ જાત.

ગમે તેમ હો, એટલું તો સ્પષ્ટ માલૂમ પડે છે કે ભારતવર્ષ કામ કરવા બેસે છે ત્યારે પણ તે માનવસંબંધનું માધુર્ય ભૂલી શકતો નથી. એ સંબંધનો બધો ભાર સ્વીકારીને જ તે બેસે છે.

આપણે આ બધા અનેકવિધ અનાવશ્યક બોજા સહજ રીતે સ્વીકારીએ છીએ, એથી જ ભારતવર્ષમાં ઘરનાં અને પરાયાં વચ્ચે, ઉચ્ચ અને નીચ વચ્ચે, ગૃહસ્થ અને આગંતુક વચ્ચે, એક પ્રકારના ગાઢ સંબંધની વ્યવસ્થા સ્થાપિત થઈ છે. એ જ કારણે આ દેશમાં પાઠશાળા, નિશાળ, જળાશય, અતિથિશાળા, દેવાલય, આંધળાં પાંગળાં માંદાંની માવજત વગેરેની કોઈને કદી ચિંતા કરવી પડી નથી.

આજે જો એ સામાજિક સંબંધ છિન્નભિન્ન થઈ ગયો હોય, જો અન્નદાન, જલદાન, આશ્રયદાન, આરોગ્યદાન, વિદ્યાદાન વગેરે સામાજિક કાર્યો જીર્ણ સમાજમાંથી ગરી પડી બહાર પડ્યાં હોય, તો તેથી આપણે એકદમ હતાશ થઈ જવાની જરૂર નથી.

ઘર અને ગામના ક્ષુદ્ર સંબંધોને વટાવી વિશ્વ સાથે સંબંધ અનુભવવાનો માર્ગ હિન્દુધર્મે દરેકને બતાવેલો છે. હિન્દુધર્મ સમાજની દરેકેદરેક વ્યક્તિને દરરોજ પંચયજ્ઞ દ્વારા દેવતા, ઋષિ, પિતૃ, મનુષ્યજાતિ, અને પશુપક્ષીની જોડેના પોતાના મંગળ સંબંધનું સ્મરણ કરવાને પ્રેરે છે. એનું જો યથાર્થ રીતે પાલન કરવામાં આવે તો તે વ્યક્તિગત રીતે

પ્રત્યેકને માટે અને સાધારણ રીતે વિશ્વને માટે કલ્યાણકારી થઈ પડે.

આ ઉચ્ચ ભાવમાંથી જ આપણા સમાજમાં સમસ્ત દેશની સાથે દરેકનો એક પ્રકારનો રોજનો સંબંધ બાંધી દેવો એ શું અસંભવિત છે? હરરોજ પ્રત્યેક જણ સ્વદેશનું સ્મરણ કરીને એક પૈસો કે તેથી પણ ઓછું — એક મૂઠી કે અરધી મૂઠી ચોખા પણ — સ્વદેશબલિરૂપે અર્પણ ન કરી શકે? હિંદુધર્મ શું આપણામાંના દરેકેદરેકને, હરરોજ, આ દેવતાની વિહારભૂમિ, પ્રાચીન ઋષિઓની તપોભૂમિ, પિતૃપિતામહની માતૃભૂમિ એવા આપણા ભારતવર્ષ જોડે પ્રત્યક્ષ સંબંધ દ્વારા ભક્તિબંધનથી બાંધી ન દઈ શકે? સ્વદેશની સાથેનો આપણો મંગળ સંબંધ શું આપણામાંના પ્રત્યેકનો વ્યક્તિગત ન થાય? આપણે શું સ્વદેશને જલદાન કરવું, વિદ્યાદાન કરવું વગેરે મંગળ કર્મો પારકાના હાથમાં સોંપી દઈને દેશથી આપણાં પુરુષાર્થ, વિચારણા અને હૃદયને બિલકુલ વેગળાં કરી નાંખીશું? સરકાર આજ બંગાળનું જલસંકટ દૂર કરવા માટે પચાસ હજાર રૂપિયા આપે છે — ધારો કે આપણી ચળવળના તગાદાને લીધે પચાસ લાખ રૂપિયા આપ્યા, અને દેશમાં પાણીનું દુઃખ સદંતર રહ્યું જ નહિ — તો તેનું પરિણામ શું? તેનું પરિણામ એ કે એ મદદને પ્રતાપે દેશનું જે હૃદય આજ સુધી સમાજમાં જ કામ કરતું આવ્યું છે, સંતોષ પામતું આવ્યું છે, તે વિદેશીના હાથમાં સોંપાશે. જે ઠેકાણેથી દેશને પોતાની જરૂરિયાતો મળી રહે, તે જ ઠેકાણે તે સ્વાભાવિક રીતે પોતાનું હૃદય પણ અર્પણ કરશે. દેશનાં નાણાં અનેક માર્ગે થઈને અનેક રીતે વિદેશ તરફ ઘસડાઈ જાય છે એનું આપણને દુઃખ થાય છે, પરંતુ દેશનું

હૃદય જો જાય, દેશની જોડે જે કંઈ કલ્યાણુસંબંધ છે તે બધો ધીમે ધીમે જો પરદેશી સરકારના હાથમાં જાય, આપણી પાસે કશું જ બાકી ન રહે, તો તે વિદેશ જતા નાણાંના ધોધ કરતાં ઓછા દુઃખની વાત થશે? શું આટલા માટે આપણે સભાઓ ભરીએ છીએ, ઠરાવો કરીએ છીએ, અને એ રીતે દેશને સંપૂર્ણ રીતે પારકાના હાથમાં સોંપી દેવાના પ્રયત્નને જ દેશહિતૈષિતા કહીએ છીએ? એમ તો કદી બને જ નહિ. એવું કદાપિ લાંબો કાળ આ દેશમાં ન ચાલે, કારણ એ ભારતવર્ષનો ધર્મ નથી. આપણે આપણાં અતિ દૂરનાં ગરીબ સગાંને પણ દૂર રાખી પારકાની ભીખની આશા કરવા દીધી નથી; તેમને પણ પોતાનાં છોકરાંની સાથે સમાન સ્થાન આપ્યું છે. પસીનો ઉતારી રળેલું આપણું અન્ન પણ બહુ દૂરનાં કુટુંબીઓ સાથે વહેંચીને ખાવું એને આપણે કદી પણ અસાધારણ વસ્તુ માની નથી. અને છતાં શું આપણે એમ કહીશું કે અમારી જનની જન્મભૂમિનો ભાર અમારાથી નહિ ઉઠાવાય? વિદેશીઓ હમેશાં આપણા સ્વદેશને અન્ન, જળ અને વિદ્યાની ભિક્ષા આપ્યાં કરશે, અને ભિક્ષા જોઈએ એટલી ન મળે એટલે બૂમાબૂમ કરવી એ જ કેવળ આપણું કામ રહેશે? કદી નહિ, કદી નહિ! સ્વદેશનો ભાર આપણે દરેક જણ દરરોજ ઉઠાવીશું. એમાં જ આપણું ગૌરવ છે, એમાં જ આપણો ધર્મ છે! આજે એ સમય આવ્યો છે. જ્યારે આપણો સમાજ એક વિશાળ સ્વદેશી સમાજ બની જશે—જ્યારે દરેકેદરેક સમજશે કે હું એકલો નથી. હું ક્ષુદ્ર હોવા છતાં મારો કોઈ ત્યાગ કરી શકશે નહિ, અને ક્ષુદ્રતમનોયે હું ત્યાગ કરી શકીશ નહિ.

આજે જો કોઈને કહીએ કે સમાજનું કામ કરો, તો કેવી રીતે કરું, ક્યાં કરું, કોની પાસે શું કરું એનો વિચાર કરી કરીને જ તેનું માથું ભમી જશે. મોટે ભાગે લોકો પોતાનું કાર્ય નક્કી કરી લેતા નથી એ ઠીક છે. એવે ઠેકાણે વ્યક્તિગત પ્રયાસોને ચોક્કસ માર્ગે ખેંચી લેવા માટે એક કેન્દ્ર હોવું જોઈએ. આપણા સમાજમાંનો કોઈ પણ પક્ષ તે કેંદ્રસ્થાનનો કબજો ન લઈ શકે. આપણા દેશમાં અનેક મંડળો એવાં જોવામાં આવે છે, જેને ઉત્સાહના પહેલા ઊભરામાં પુષ્કળ ફૂલો આવે છે, પણ છેવટે ફળ બેસતાં નથી. તેનાં અનેક કારણો હોઈ શકે, પણ એક મુખ્ય કારણ એ છે કે આપણા મંડળની દરેક વ્યક્તિ પોતાના મંડળનું ઐક્ય દૃઢભાવે અનુભવી અને જાળવી શકતી નથી. શિથિલ જવાબદારી પ્રત્યેકના ખભા ઉપરથી ખસી પડે છે, અને આખરે ક્યાં આશરો લેવો તે પણ તેને સૂઝતું નથી.

આપણો સમાજ હવે આ રીતે નહિ ચાલે. કારણ, બહારથી જે ઉદ્યત શક્તિ હરરોજ સમાજને ગળતી જાય છે તે ઐક્યબદ્ધ છે, દૃઢ છે. તેણે આપણી નિશાળોથી માંડીને મરીમસાલો વેચતી દુકાનો સુધ્ધાં કબજે કરી સર્વત્ર પોતાની આણ સ્થૂળ-સૂક્ષ્મ સર્વ રીતે વર્તાવી છે. હવે જો સમાજે એની સામે પોતાનો બચાવ કરવો હોય તો બહુ જ નિશ્ચિત રૂપે પોતાની આત્મશક્તિને ખડી કરવી જોઈએ. એમ કરવાનો એક માત્ર ઉપાય એ છે કે એક વ્યક્તિની અધિપતિપદે વરણી કરવી, અને સમાજના પ્રત્યેક જણને એ એકમાં જ સમાયેલો જોવો; તેના હુકમનું સંપૂર્ણ પાલન કરવામાં અપમાન ન માનતાં એને આપણી સ્વાધીનતાનું જ અંગ ગણવું.

એ સમાજપતિ કોઈ વાર સારોયે હોય અને કોઈ વાર નબળોયે હોય; પણ સમાજ જો જાગ્રત રહે, તો એકંદરે કોઈ વ્યકિત સમાજનું સ્થાયી અનિષ્ટ કરી ન શકે. વળી, એવા અધિપતિનો અભિષેક એ જ સમાજને જાગ્રત રાખવાનો સાચો ઉપાય છે. સમાજ એક વિશેષ સ્થાને પોતાના ઐકયને પ્રત્યક્ષ રીતે અનુભવશે એટલે તેની શકિત અજેય બની જશે.

એના હાથ નીચે દેશના જુદા જુદા ભાગોમાં જુદા જુદા નાયકો નિમાય. સમાજના બધાય અભાવો દૂર કરવા, સમાજ-હિતનાં કાર્યો કરવાં અને વ્યવસ્થા જાળવવી, એ કામ આ લોકો કરે અને સમાજપતિને જવાબદાર રહે.

ઉપર મેં કહ્યું છે કે સમાજની પ્રત્યેક વ્યકિતએ દરરોજ અતિ અલ્પ પ્રમાણમાં પણ સ્વદેશને માટે કંઈક અર્પણ કરવું. તે સિવાય, દરેક ઘરથી વિવાહાદિ શુભ પ્રસંગે ગામનાં દાપાંની માફક આ સ્વદેશી સમાજને માટે પણ કંઈક ફાળો મેળવવો ભારે નથી. એ જો યોગ્ય સ્થાને સંઘરવામાં આવે તો પૈસાની ખોટ નહિ પડે. આપણા દેશમાં સ્વેચ્છાથી દીધેલાં દાનોમાંથી મોટા મોટા મઠો અને મંદિરો ચાલે છે. આ દેશમાં શું સમાજ ઇચ્છાપૂર્વક પોતાનું આશ્રયસ્થાન પોતે જ નહિ બનાવે? વિશેષ કરીને જયારે અન્ન, જલ, આરોગ્ય, અને વિદ્યાથી દેશ સૌભાગ્યશાળી થશે ત્યારે કૃતજ્ઞતા કદી નિશ્ચેષ્ટ નહિ રહે.

અવશ્ય, અત્યારે હું કેવળ બંગાળને જ મારી નજર સામે રાખીને બોલું છું. અત્યારે સમાજના અધિપતિ નકકી કરીને આપણી સામાજિક સ્વાધીનતાને જો આપણે ઉજ્જવળ અને સ્થાયી કરી નાખીએ તો ભારતવર્ષના બીજા ભાગો પણ આપણું અનુકરણ કરશે. અને એ રીતે ભારતવર્ષના બધાય

પ્રાંતો જો પોતપોતામાં ચોક્કસ ઐક્ય સાધી શકે તો પરસ્પરનો સહકાર કરવો દરેકને બહુ સહેલો થઈ પડશે. એક વાર ઐક્યના નિયમ એક જગ્યાએ પ્રવેશ કરી પ્રતિષ્ઠિત થાય એટલે તે વ્યાપક થતા જાય છે; પરંતુ ઢગલાબંધ વિચ્છિન્નતાને કેવળ ખડકયા કરવાથી તે એક બનતી નથી.

આત્મશક્તિનો એક વિશેષ સ્થાને સંચય કરવો, તે વિશેષ સ્થાને તેનો અનુભવ કરવો, તે વિશેષ સ્થાનેથી સર્વત્ર પ્રયોગ કરવાની એક વ્યવસ્થા હોવી એ આપણે માટે કેટલું આવશ્યક છે, તે સહેજ વિચાર કરતાં સ્પષ્ટ સમજાશે. સરકારે પોતાના કામની સગવડને ખાતર અથવા બીજા કોઈ પણ કારણને લીધે બંગાળના બે ભાગલા પાડવાનું ઇચ્છયું છે. આપણને ડર લાગે છે કે આથી બંગાળ દુર્બળ થઈ જશે. એ ભય પ્રકટ કરીને આપણે પુષ્કળ રોકકળ કરી છે. પરંતુ જો એ રોકકળ વૃથા જાય, તો શું બધું પૂરું થયું? દેશના ભાગલા પાડવાથી જે અમંગળ ઉત્પન્ન થવાનો સંભવ છે, તેનો ઉપાય કરવાને માટે દેશમાં કોઈ જગ્યાએ કશી વ્યવસ્થા નહિ રહે? રોગનાં બીજ બહારથી શરીરમાં પ્રવેશ ન કરે એ જ સારું, પરંતુ જો પ્રવેશ કરે જ તો શરીરની અંદર રોગને હઠાવવાની, આરોગ્યને ફરી સ્થાપવાની કશી કાર્યશક્તિ શું નહિ જ રહે? એ કાર્યશક્તિને જો આપણે સમાજમાં સુસ્પષ્ટ અને સુદૃઢ રાખીએ તો બહારથી કોઈ બંગાળને નિર્જીવ કરી શકશે નહિ. ઘાને રૂઝવવો, ઐક્યને કાયમ રાખવું, મૂર્ચ્છિતને સચેતન કરવું, એ તે શક્તિનાં જ કામ છે. આજકાલ વિદેશી રાજ્યકર્તાઓ સારાં કામોનાં ઇનામ તરીકે આપણને ઇલકાબો

વહેંચે છે, પરંતુ સારાં કામો માટેના સાધુવાદ અને આશીર્વાદ આપણને સ્વદેશ પાસેથી મળે તો જ આપણે ખરેખરા ધન્ય થઈએ. સ્વદેશ તરફથી ઇનામ આપવાની શક્તિ આપણે પોતાના સમાજમાં જો વિશેષ રૂપે ન સ્થાપન કરીએ, તો હમેશને માટે આપણી જાતને એક વિશેષ સાર્થકતાથી વંચિત કરીશું. આપણા દેશમાં વારે વારે નજીવાં કારણોસર હિંદુ મુસલમાનો વચ્ચે ઝઘડો ઊભો થાય છે. તે ઝઘડો પતાવી દઈ બંને પક્ષ વચ્ચે પ્રીતિ અને શાંતિ સ્થાપવાની, બંને પક્ષના પોતપોતાના અધિકાર નક્કી કરી દેવાની, શક્તિ સમાજમાં કોઈ એક સ્થાને પણ જો ન હોય, તો સમાજને વારે વારે ઘવાઈ ઘવાઈને વધુ ને વધુ દુર્બળ થવું પડે.

પોતાની શક્તિને વિષે અવિશ્વાસ રાખશો નહિ. તમે જરૂર માનજો કે સમય આવી પહોંચ્યો છે. જરૂર જાણજો કે ભારતવર્ષમાં સૌને એકત્ર કરનાર ધર્મ હમેશાં હસ્તી ધરાવતો આવ્યો છે. અનેક પ્રતિકૂળ ઘટનાઓમાં પડયા છતાં ભારતવર્ષે સદા વ્યવસ્થા ઊભી કરી છે; એથી જ આજે પણ એ જીવંત રહ્યો છે. એ ભારતવર્ષ ઉપર હું વિશ્વાસ મૂકું છું. એ ભારતવર્ષ અત્યારે, આ ક્ષણે જ, ધીમે ધીમે નવીન યુગની સાથે પોતાના પુરાતનનું આશ્ચર્યકારક સામંજસ્ય ઊભું કરી રહ્યો છે. આપણામાંનો દરેક જણ એમાં જ્ઞાનપૂર્વક સહકાર આપે. જડતાને વશ થઈ અથવા બળવો જગાડવાના જુસ્સામાં આપણે એના ક્ષણે ક્ષણે વિરોધ ન કરીએ!

બહારની સાથે હિંદુ સમાજનો સંઘર્ષ આ કાંઈ નવો નથી. ભારતવર્ષમાં દાખલ થતાં જ આર્યો સાથે અહીંના મૂળના વતનીઓને તુમુલ વિરોધ થયો હતો. એ વિરોધમાં આર્યોના

જય થયો, પરંતુ મૂળ ઑસ્ટ્રેલિયન કે અમેરિકનોની માફક અનાર્યો જડમૂળથી ઊખડી ન ગયા; આર્યોની વસાહતમાંથી તેમને હાંકી કાઢવામાં ન આવ્યા; તેમના આચારવિચાર સાવ જુદા જ હોવા છતાં તેમને એક સમાજતંત્રમાં સ્થાન મળ્યું. તેમને લીધે આર્ય સમાજ વૈચિત્ર્યપૂર્ણ બન્યો.

એ સમાજ ફરી એક વાર લાંબા કાળ સુધી વિશ્લિષ્ટ થઈ ગયો હતો. બૌદ્ધ પ્રભાવના સમયમાં બૌદ્ધધર્મના આકર્ષણથી ભારતવાસીઓની સાથે અનેક પરદેશીઓનો ગાઢ સંબંધ થયો હતો. વિરોધના સંબંધ કરતાં આ મિલનનો સંબંધ વધુ ગાઢ હોય છે. વિરોધમાં આત્મરક્ષણનો પ્રયત્ન હમેશાં જાગ્રત રહે છે; મિલનની અસાવધ સ્થિતિમાં બહુ જ સ્વાભાવિક રીતે બધું જ એકાકાર થઈ જાય છે. બૌદ્ધકાલીન ભારતવર્ષમાં એમ જ થયું હતું. એ એશિયાવ્યાપી ધર્મના જુવાળને સમયે જુદી જુદી જાતિઓના આચારવ્યવહાર, ક્રિયાકર્મ અહીં ઘસડાઈ આવ્યાં હતાં. તેમને કોઈએ ખાળ્યાં નહોતાં.

પરંતુ એ અતિ બૃહદ્ ઉચ્છૃંખલતા દરમ્યાન પણ વ્યવસ્થા સ્થાપવાની પ્રતિભા ભારતવર્ષને છોડી ગઈ નહોતી. ઘરનું જે કાંઈ હતું તે અને બહારથી જે કાંઈ આવ્યું હતું તે, એ બધાંને એકત્રિત કરીને ફરીથી ભારતવર્ષે પોતાનો સમાજ સુંદર રીતે રચી ઊભો કર્યો. એ સમાજ પહેલાં કરતાં પણ વધુ વૈચિત્ર્યમય બન્યો. પરંતુ એ વિપુલ વૈચિત્ર્યમાં પણ તેણે એક ઐક્ય સર્વત્ર ગૂંથી દીધું છે. આજે ઘણા પૂછે છે કે, અનેક જાતની પરસ્પર વિરોધી અને પરસ્પરનું ખંડન કરનારી વસ્તુઓનાં માળખાં જેવા આ હિંદુધર્મમાં, આ હિંદુ સમાજમાં ઐક્ય ક્યાં છે? સ્પષ્ટ ઉત્તર આપવો મુશ્કેલ છે.

વિશાળ વર્તુળનું કેંદ્ર શોધવું પણ એવું જ મુશ્કેલ છે, પણ તેને કેંદ્ર તો હોય છે જ. નાનો ગોળો ગોળ છે એ સમજવામાં મુશ્કેલી પડતી નથી. પણ જેઓ ગોળ પૃથ્વીના વિભાગો પાડીને જુએ છે, તેઓ એને સપાટ જ અનુભવે છે. તે જ પ્રમાણે હિંદુ સમાજે અનેક પરસ્પર વિરોધી વૈચિત્ર્યોને એક કરી લીધેલાં હોવાથી તેનું ઐકય-સૂત્ર ઢંકાઈ ગયું છે. એ ઐકયને આંગળી ચીંધીને બતાવવું મુશ્કેલ છે, પરંતુ આજે દેખાતા આ બધા વિરોધોમાં પણ તે દૃઢ ભાવે રહેલું છે, એ તો આપણે સ્પષ્ટ અનુભવી શકીએ છીએ.

એ પછી આ ભારતવર્ષમાં જ મુસલમાનોનો સંઘર્ષ થયો. એ સંઘર્ષે સમાજ ઉપર જરા પણ આક્રમણ કર્યું નથી એમ ન કહી શકાય. તે વખતે હિંદુ સમાજમાં આ પર-સંઘર્ષની સાથે સામંજસ્ય સાધવાની પ્રક્રિયા સર્વત્ર શરૂ થઈ ગઈ હતી. હિંદુ અને મુસલમાન સમાજની વચ્ચે એવું એક સંયોગસ્થળ ઉત્પન્ન થતું હતું કે જ્યાં બંને સમાજની સીમારેખા મળવાની તૈયારીમાં હતી; નાનકપંથી, કબીરપંથી, અને નીચી શ્રેણીનો વૈષ્ણવ સમાજ એનાં દૃષ્ટાંત છે. આપણા દેશમાં સાધારણ પ્રજાવર્ગમાં ઠેકઠેકાણે ધર્મ અને આચાર બાબત જે ઘડભાંગ ચાલી રહી છે તેની સહેજેય માહિતી શિક્ષિત વર્ગ રાખતો નથી. જો રાખે તો તો તેને જણાય કે હજી પણ અંદર અંદર આ સામંજસ્ય સાધવાની જીવંત પ્રક્રિયા બંધ થઈ નથી.

હાલમાં બીજો એક પ્રબળ વિદેશી ધર્મ આચારવ્યવહાર અને શિક્ષાદીક્ષા લઈને આવી પહોંચ્યો છે. એ રીતે પૃથ્વીમાં જે ચાર પ્રધાન ધર્મોને આશરે ચાર વિશાળ સમાજો

બંધાયેલા છે—હિન્દુ, બૌદ્ધ, મુસલમાન, ખ્રિસ્તી—તે બધા જ ભારતવર્ષમાં આવી મળ્યા છે. વિધાતાએ જાણે એક વિરાટ સામાજિક સંમેલનને માટે ભારતવર્ષમાં જ મોટી રસશાળા કાઢી છે.

અત્રે મારે એક વાતનો સ્વીકાર કરવો જોઈએ કે, બૌદ્ધોના પ્રાદુર્ભાવને સમયે સમાજમાં જે એક પ્રકારની સંકરતા અને અવ્યવસ્થા ઉત્પન્ન થઈ હતી, તેથી ત્યાર પછીના હિંદુ સમાજમાં એક પ્રકારનો ભય જડ ઘાલી બેઠો છે. નવીનતા અને ફેરફારમાત્રની પ્રત્યે અતિશય સંદેહની નજરે જોવાની વૃત્તિ લોકોનાં હાડમાં ઊતરી ગઈ છે. એવા ચિરસ્થાયી ભયની દશામાં સમાજ આગળ ન વધી શકે. બહારના જગતની સાથે હરીફાઈમાં વિજય મેળવવો એ તેને માટે અશક્ય થઈ પડે છે. જે સમાજ કેવળ આત્મરક્ષણમાં જ પોતાની બધી શક્તિ ખરચે છે તે સહજ રીતે હરફર કરી શકતા નથી. કાંઈક ને કાંઈક વિપત્તિ આવી પડવાની આશંકાનો સ્વીકાર કરીને પણ પ્રત્યેક સમાજે સ્થિતિની સાથે સાથે ગતિની વ્યવસ્થા પણ રાખવી પડે છે. નહિ તો તેને પાંગળા બનીને જીવવું પડે છે, સંકુચિતતામાં બંધાઈ રહેવું પડે છે. એ તો એક પ્રકારનું જીવતાં જીવત મોત થયું.

બૌદ્ધ કાળ પછીના હિંદુ સમાજે પોતાનું જે કાંઈ છે અને હતું, તેનું જ ચારે કોરથી રક્ષણ કરવાને માટે, પારકાના સંપર્કથી પોતાને બધી રીતે બચાવી લેવા માટે, પોતાની આસપાસ દીવાલો ઊભી કરી દીધી હતી. આથી ભારતવર્ષને પોતાનું એક મહાન પદ ખોવું પડ્યું છે. એ જ સમયે ભારતવર્ષ જગદ્‌ગુરુનું પદ પામ્યો હતો. ધર્મમાં, વિજ્ઞાનમાં, દર્શનમાં

ભારતવર્ષનું ચિત્ત બેધડક નિઃસીમ વિચર્યું છે; એ ચિત્ત કોઈ પણ જાતના બંધન વિના પોતાની શક્તિને સર્વ દિશામાં દૂર દૂરના દુર્ગમ પ્રદેશોને કબજે કરવાને માટે મોકલતું. આ રીતે ભારતવર્ષે જે ગુરુનું પદ મેળવ્યું હતું તે ઉપરથી આજે તે ભ્રષ્ટ થયો છે; આજે તેને શિષ્યત્વ સ્વીકારવું પડે છે. એનું કારણ એ છે કે, આપણા મનમાં ભય પેઠો છે. સમુદ્રયાત્રાને આપણે બધીય બાજૂએથી ડરના માર્યાં બંધ કરી દીધી છે — પછી જળમય સમુદ્ર શું કે જ્ઞાનમય સમુદ્ર શું! આપણે હતા તો આખા વિશ્વના, પણ બંધાઈ પડ્યા ગામડામાં. સંચય અને રક્ષણ કરવાની સમાજની જે ભીરુ સ્ત્રી-શક્તિ હોય છે, તે જ શક્તિએ કૌતૂહલપર, પ્રયોગપ્રિય, સાધનાશીલ પુરુષ-શક્તિનો પરાભવ કરી પોતાની આણ વર્તાવી છે. તેથી જ આપણે જ્ઞાનના પ્રદેશમાં પણ દૃઢ સંસ્કારબદ્ધ, સ્ત્રૈણ પ્રકૃતિ-વાળા થઈ ગયા છીએ. ભારતવર્ષે જ્ઞાનનો જે કાંઈ વેપાર શરૂ કર્યો હતો, જે રોજ રોજ વધી વધીને જગતનું ઐશ્વર્ય વધારતો હતો, તે આજે અંતઃપુરની અલંકારની પેટીમાં પેસીને પોતાને અત્યંત સહીસલામત માને છે; તે હવે વધતો નથી, જે ખોવાય છે તે ફરી હાથ લાગતું જ નથી!

ખરી રીતે જોતાં આપણે જે ખરેખર જ ગુમાવ્યું છે તે તો આ ગુરુપદ જ. રાજ્યેશ્વરનું પદ કોઈ પણ કાળે આપણા દેશમાં ચરમ સંપત્તિ હતું નહિ — તે કદી પણ આપણા દેશના સર્વ લોકોનું મન કબજે કરી શક્યું નથી; તેના અભાવે આપણો દેશ મરવા નહિ પડે. બ્રાહ્મણત્વનો અધિકાર — એટલે કે જ્ઞાનનો અધિકાર, ધર્મનો અધિકાર, તપસ્યાનો અધિકાર — આપણા સમાજનો સાચો પ્રાણાધાર હતો. જ્યારથી કેવળ

આચારપાલને જ તપસ્યાનું સ્થાન લીધું, જ્યારથી પોતાની ઐતિહાસિક મર્યાદા ભૂલી જઈને આપણા દેશના બ્રાહ્મણ સિવાયના બીજા બધાઓ પોતાને શૂદ્ર એટલે કે અનાર્ય તરીકે સ્વીકારતાં સંકોચાયા નહિ, સમાજને નવી નવી તપસ્યાનાં ફળ, નવાં નવાં ઐશ્વર્ય વહેંચવાનો ભાર જે બ્રાહ્મણોને માથે હતો, તે બ્રાહ્મણોએ જ્યારે પોતાનું સાચું માહાત્મ્ય ફગાવી દઈ, સમાજને બારણે આવી કેવળ પહેરો ભરવાનું કામ સ્વીકાર્યું, ત્યારથી આપણે બીજાને પણ કશું આપતા નથી, આપણું જે હતું તેને પણ નકામું બનાવીએ છીએ અને બગાડીએ છીએ.

એટલું આપણે અવશ્ય જાણવું જોઈએ કે, પ્રત્યેક જાતિ એ વિશ્વમાનવનું અંગ છે. વિશ્વમાનવને દાન કરવા માટે, તેને સહાય કરવા માટે, શી સામગ્રી પોતે ઉપજાવે છે, એ પ્રશ્નનો સુંદર ઉત્તર આપીને જ દરેક જાતિ પ્રતિષ્ઠા પામે છે. જે ક્ષણે એ સામગ્રી ઉપજાવવાની પ્રાણ-શક્તિ કોઈ જાતિ ગુમાવે છે તે ક્ષણથી જ તે વિરાટ માનવના કલેવરમાં પક્ષાઘાત થયેલા અંગની માફક ભારરૂપ બની રહે છે. કારણ કે, ખરું જોતાં, માત્ર ટકી રહેવામાં ગૌરવ નથી.

ભારતવર્ષે રાજ્યને માટે મારામારી કે વેપારને માટે ખેંચતાણ કરી નથી. આજે જે તિબેટ, ચીન અને જાપાન બહારથી આવતા યુરોપના ભયથી બધાં બારીબારણાં બંધ કરવાનું ઇચ્છે છે, તે જ તિબેટ, ચીન અને જાપાને ભારતવર્ષને ગુરુ તરીકે આદરપૂર્વક નિશ્ચિંત મને પોતાના ઘરમાં પધરાવ્યું હતું. ભારતવર્ષે સૈન્ય અને પણ્ય (વેપારની વસ્તુ) વડે આખી પૃથ્વીને રંજાડતું ફર્યું નથી — સર્વત્ર શાંતિ, સાંત્વના અને ધર્મવ્યવસ્થા સ્થાપી માનવજાતિની ભક્તિનું અધિકારી બન્યું છે. આ રીતે

જે ગૌરવ એણે મેળવ્યું છે તે તપસ્યા દ્વારા મેળવેલું છે અને તે ચક્રવર્તી રાજ્ય કરતાં પણ મોટું છે.

એ ગૌરવ ખોઈ બેસીને આપણે જ્યારે આપણાં બધાં ગાંસડાંપોટલાં લઈને ડરના માર્યા ખૂણામાં ભરાઈ બેઠા હતા, એવે સમયે અંગ્રેજોએ આવવાની જરૂર હતી. અંગ્રેજના પ્રબળ આઘાતથી એ ભીરુ, ભાગતા સમાજની ક્ષુદ્ર વાડ ઠેકઠેકાણેથી ભાંગી ગઈ. બાહ્ય જગતથી ડરીને જેટલા દૂર રહ્યા હતા, તેટલા જ વેગથી બાહ્ય જગત એકદમ આપણે માથે આવી પડયું છે; હવે એને અટકાવવાની કોની મગદૂર છે? આ ઉત્પાતમાં આપણી જે દીવાલો ભાંગી ગઈ તેથી એ વસ્તુ આપણે શોધી કાઢી. આપણી શક્તિ કેટલી આશ્ચર્યજનક હતી તે આપણી નજરે ચડયું અને આપણે કેટલા બધા અશક્ત થઈ પડયા છીએ તે પણ જણાતાં વાર લાગી નહિ.

આજે આપણે એ વાત બહુ જ સારી રીતે સમજ્યા છીએ કે દૂર સંતાઈને બેસી રહેવું એ જ આત્મરક્ષણ કહેવાતું નથી. પોતામાં રહેલી શક્તિને બધી રીતે જાગ્રત કરવી, ચલાવવી, એ જ આત્મરક્ષણનો સાચો ઉપાય છે. એ વિધિનો નિયમ છે. જ્યાં સુધી આપણું ચિત્ત જડતાનો ત્યાગ કરી પોતાના પુરુષાર્થનો ઉપયોગ ન કરે, ત્યાં સુધી અંગ્રેજો આપણા ચિત્ત ઉપર પોતાનો કબજો રાખશે જ. ખૂણે બેસી કેવળ "ગયું, ગયું" કરી હાહાકાર કરીને મરી જઈએ તેથી કાંઈ વળવાનું નથી. બધીય બાબતમાં અંગ્રેજનું અનુકરણ કરી તેમના વેશમાં ફરીને બચવાનો પ્રયત્ન કરવો, એ પણ માત્ર પોતાને છેતરવાની વાત છે. આપણે સાચા અંગ્રેજ થઈ શકવાના નથી, અને બનાવટી અંગ્રેજ બનીને પણ આપણે અંગ્રેજોને છેતરી શકવાના નથી.

આપણી બુદ્ધિ, આપણું હૃદય, આપણી રુચિ તો રોજ રોજ પાણીને મૂલે વેચાય છે. તેને અટકાવવાનો એક માત્ર ઉપાય એ છે કે આપણે જ્ઞાનપૂર્વક, સરળભાવે, કાર્યતઃ અને સંપૂર્ણપણે આત્મસાક્ષાત્કાર કરવો.

વિદેશથી વિરોધનો આઘાત થતાં આપણી જે શક્તિ પુરાઈ રહેલી છે તે મુક્ત બનશે; કારણ કે આજે પૃથ્વીમાં તેનું કામ પડયું છે. આપણા દેશના તપસ્વીઓ તપસ્યા દ્વારા જે શક્તિનો સંચય કરી ગયા છે તે શક્તિ મહામૂલી છે, વિધાતા તેને નિષ્ફળ નહિ જવા દે. તેથી યોગ્ય વખતે જ તેમણે નિશ્ચેષ્ટ ભારતને કઠિન પીડન દ્વારા જગાડયું છે.

અનેકમાં એકનો અનુભવ કરવો. વિવિધતામાં એકતા સ્થાપવી, એ જ ભારતવર્ષનો અંતરનો ધર્મ છે. ભારતવર્ષ વિવિધતાને વિરુદ્ધતા નથી માનતું, તે પારકાને શત્રુ નથી કલ્પી લેતું. એ જ કારણે કોઈનો પણ ત્યાગ કે વિનાશ કર્યા વિના, એક વિરાટ વ્યવસ્થાની અંદર તે બધાંયને સ્થાન દેવા ઇચ્છે છે. એથી તે બધાય માર્ગોને સ્વીકારે છે, પોતપોતાને સ્થાને દરેકનું માહાત્મ્ય તે જોઈ શકે છે.

ભારતવર્ષનો આ ગુણ હોઈ, કોઈ પણ સમાજને આપણો વિરોધી કલ્પી આપણે ભડકીશું નહિ. દરેક નવા નવા સંઘર્ષમાંથી આખરે આપણે આપણા વિસ્તારની જ આશા રાખીશું. હિંદુ, બૌદ્ધ, મુસલમાન, ખ્રિસ્તી ભારતવર્ષના મેદાનમાં પરસ્પર નહિ લડી મરે, અહીં તેમને સામંજસ્ય મળી રહેશે. તે સામંજસ્ય અહિંદુ નહિ હોય, તે તો વિશેષભાવે હિંદુ હશે. તેનાં અંગપ્રત્યંગો ગમે તેવાં દેશવિદેશનાં હોય પણ તેનો પ્રાણ, તેનો આત્મા ભારતવર્ષનો જ રહેવાનો.

આપણે ભારતવર્ષને માટે વિધાતાએ નક્કી કરેલા આ નિયોગનું જો સ્મરણ કરીએ તો આપણું લક્ષ્ય સ્થિર બનશે, લજ્જા દૂર થશે, ભારતવર્ષમાં જે એક અમર શક્તિ છે તેનો પત્તો લાગશે. આપણે એ તો યાદ રાખવું જ પડશે કે યુરોપનાં જ્ઞાનવિજ્ઞાનને આપણે સદાકાળ કેવળ શિષ્યભાવે ગ્રહણ કર્યાં કરવાનાં નથી. ભારતવર્ષની સરસ્વતી જ્ઞાનવિજ્ઞાનના બધા પક્ષોને અને પક્ષાપક્ષીને એક શતદલ પદ્મરૂપે વિકસાવશે —તેમનું એકાંગીપણું દૂર કરશે. ઐક્ય સાધવું એ જ ભારતવર્ષની પ્રતિભાનું મુખ્ય કામ છે. ભારતવર્ષ કોઈનો પણ ત્યાગ કરવાના, કોઈને પણ દૂર રાખવાના પક્ષમાં નથી. ભારતવર્ષ બધાયનો સ્વીકાર કરવાનો, ગ્રહણ કરવાનો, વિરાટ એકમાં સહુને સ્વસ્વપ્રધાન પ્રતિષ્ઠા અનુભવવાનો માર્ગ, આ વિવાદમાં મચેલી છિન્નવિચ્છિન્ન થઈ ગયેલી પૃથ્વીને એક દિવસ બતાવશે.

તે મહાન દિવસ આવે તે પહેલાં, 'એક વાર તમે માનું સ્મરણ કરો!' તે મા એકલી દેશના દરેકેદરેકને સોડમાં લેવામાં, અનૈક્ય દૂર કરવામાં, રક્ષણ કરવામાં હમેશાં રોકાયલી છે; તે પોતાના ભંડારમાં લાંબા કાળથી સંગ્રહેલાં જ્ઞાનધર્મનો જુદી જુદી રીતે, જુદે જુદે પ્રસંગે, આપણા દરેકના અંતઃ-કરણમાં અવિશ્રાંત રીતે સંચાર કરીને, દીર્ઘ કાળની પરાધીનતાની મધરાતે, આપણાં ચિત્તનું વિનાશમાંથી રક્ષણ કરતી આવી છે.

આપણો દેશ તો એક સમયે ધનને તુચ્છ માનતો હતો, એક સમયે તે ગરીબાઈને પણ શોભાભરી અને મહિમાભરી ગણતાં શીખ્યો હતો. તો શું આજે આપણે ધનની આગળ

સાષ્ટાંગે ધૂળમાં આળોટી આપણા સનાતન ધર્મનું અપમાન કરીશું? આજે આપણે ફરીથી તે શુદ્ધચિત્ત, મિતસંયત, સ્વલ્પપરિગ્રહી રહેણીનો સ્વીકાર કરી આપણી તપસ્વિની જનનીની સેવામાં ન રોકાઈ શકીએ? આપણા દેશમાં કેળના પાનમાં ખાવાંમાં તો કદી શરમ મનાઈ નહોતી, એકલા ખાવામાં જ શરમ મનાઈ હતી; એ શરમ શું ફરી આપણામાં નહિ જાગે? આજે શું આપણે આખા દેશને પીરસવાને તૈયાર થવા માટે પોતાનો કોઈ આરામ, કોઈ આડંબર ન છોડી શકીએ? એક સમયે જે વસ્તુ આપણે માટે બિલકુલ સહજ હતી તે જ શું આજે આપણે માટે એકદમ અસાધ્ય થઈ પડી છે? કદી નહિ! ભારે આપત્તિને સમયે પણ ભારતવર્ષના નિઃશબ્દ પ્રચંડ પ્રભાવે, ધીર અને નિગૂઢ ભાવે પોતાનો જય વર્તાવ્યો છે. હું ચોક્કસ જાણું છું કે ભારતવર્ષનું સુગભીર આહ્વાન ક્ષણે ક્ષણે આપણી અંતર્ગુહામાં ગાજ્યા કરે છે; અને આપણે અજાણતાંયે ધીમે ધીમે તે જ ભારતવર્ષ તરફ જઈ રહ્યા છીએ. આજે જ્યાં માર્ગ આપણા મંગળદીપોજ્વલ ગૃહમંદિર તરફ વળ્યો છે, ત્યાં આપણી ગૃહયાત્રાની શરૂઆત માટે તૈયાર થઈને, 'એક વાર તમે માનું સ્મરણ કરો!'

## ૨

# સફળતાનો સાચો માર્ગ

[ઈ. સ. ૧૯૦૫-૬માં લખાયેલું]

ભારતવર્ષમાં અંગ્રેજોનું એકછત્ર રાજ્ય છે એનો મુખ્ય લાભ એ છે કે, એણે ભારતવર્ષની જુદી જુદી કોમોને એક કરવા માંડી છે. અંગ્રેજો ન ઇચ્છે તોપણ એ ઐક્યસાધનની પ્રક્રિયા પોતાની મેળે જ ચાલ્યા કરવાની. નદી કદાચ એવું માને કે હું દેશના ભાગલા કરી નાખું છું, તોપણ તે દેશ-દેશનો સંબંધ જોડે છે, પોતાના કિનારા ઉપર હાટ અને બજાર ઊભાં કરે છે, અને વેપાર અને આવજાનો માર્ગ ખુલ્લો કર્યા વિના તેનો છૂટકો થતો નથી. ઐક્ય વિનાના દેશમાં, વિદેશી રાજાનો અમલ પણ એ જ રીતે એકતા ઉત્પન્ન કરનાર થઈ પડે છે. વિધાતાના આ મંગળ સંકેતને લીધે જ હિંદમાં બ્રિટિશ રાજ્ય મહિમા પામ્યું છે.

જગતના ઇતિહાસમાં સર્વત્ર એવું જોવામાં આવ્યું છે કે, એક પક્ષને વંચિત કરી બીજા પક્ષે મેળવેલો લાભ કદી પણ લાંબો કાળ ટકતો નથી. ધર્મનો પાયો સામંજસ્ય છે, એ સામંજસ્યનો નાશ થતાં જ ધર્મનો નાશ થાય છે, અને,

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः।

હિંદી સામ્રાજ્ય વડે અંગ્રેજ બળવાન બને છે, પરંતુ હિંદને જો અંગ્રેજ બળહીન કરવાનો પ્રયત્ન કરે, તો એ એકપક્ષી લાભ

કોઈ પણ પ્રકારે લાંબો કાળ ટકવાનો નથી. એ પોતે જ પોતાનો નાશ કરશે; નિઃશસ્ત્ર, નિઃસત્ત્વ અને ભૂખે મરતા હિંદની દુર્બળતા જ બ્રિટિશ સામ્રાજ્યનો નાશ કરશે.

પરંતુ રાજનીતિને વિશાળ દૃષ્ટિએ જોવાની શક્તિ બહુ થોડા માણસોમાં હોય છે. વિશેષે કરીને લોભ જ્યારે વધે છે ત્યારે જોવાની શક્તિ પણ ઘટી જાય છે. ભારતવર્ષને હમેશાં અમારે કબજે રાખીશું, એવી અસ્વાભાવિક વાતનું ધ્યાન જો કોઈ રાજનૈતિક પુરુષ અત્યંત લુબ્ધભાવે કર્યા કરે, તો ભારતવર્ષને લાંબા કાળ સુધી કબજે રાખવાના સાચા ઉપાય સંબંધે તે ભુલાવામાં જ રહેશે. ભારતને સદાકાળ કબજે રાખવું તો સંભવિત જ નથી. તે જગતના નિયમ વિરુદ્ધ છે; ફળને પણ ઝાડનો ત્યાગ કરવો જ પડે છે, હમેશાં બાંધી રાખવાનો પ્રયત્ન કરવા જઈએ તો તે જેટલા દિવસ ટકવાનો સંભવ હોય તેમાં પણ ઘટાડો જ થાય.

અધીન દેશને દુર્બળ બનાવવો, તેને કુસંપ દ્વારા છિન્નવિચ્છિન્ન કરી નાખવો, દેશમાં કોઈ પણ ઠેકાણે શક્તિ એકત્રિત જ ન થવા દેવી, બધીય શક્તિને પોતાના અમલ નીચે નિર્જીવ કરી મૂકવી, એ કયા જમાનાની રાજનીતિ? જે સમયે વર્ડ્ઝવર્થ, શેલી, કીટ્સ, ટેનિસન, બ્રાઉનિંગ અસ્ત પામ્યા છે, અને કિપ્લિંગ કવિ બન્યા છે; જે સમયે કાર્લાઇલ, રસ્કિન, મેથ્યૂ આર્નોલ્ડ હયાત નથી, એકમાત્ર મોર્લી અરણ્યરુદન કરી રહ્યો છે; જે સમયે ગ્લૅડસ્ટનની વજ્રગંભીર વાણી નીરવ બની છે અને ચેમ્બરલેનની બોલકી ચટુલતાથી ઇંગ્લંડ ગાંડું બન્યું છે; જે સમયે સાહિત્યના કુંજવનમાં હવે ભુવનમોહન ફૂલો ફૂટતાં નથી, એકમાત્ર પોલિટિક્સનો કાંટાળો

થૂવર અસાધારણ તેજ મારી રહ્યો છે; જે સમયે પીડિતોને માટે, દુર્બળોને માટે, અભાગીઓને માટે દેશની કરુણા ઊછળતી નથી, ભુખાળવો સામ્રાજ્યવાદ સ્વાર્થજાળ ફેલાવવી એને જ મોટાઈ માને છે; જે સમયે વીર્યનું સ્થાન ચૂસણિયા વાણિજ્યે કબજે કર્યું છે અને ધર્મનું સ્થાન સંકુચિત દેશાભિમાન બથાવી પડ્યું છે—એ સમયની એ રાજનીતિ છે.

પરંતુ એ સમયને આપણે પણ ખોટો સમય કહેવો કે નહિ એનો બધો આધાર આપણા પોતાના ઉપર જ છે. સત્યનો પરિચય દુઃખના સમયે જ સારી રીતે થાય છે. એ સત્યના પરિચય વિના કોઈ પણ જાતિનો કોઈ પણ કાળે ઉદ્ધાર નથી. જે પોતે જ કરવાનું હોય તે ઠરાવો દ્વારા નહિ થાય; જેને માટે સ્વાર્થત્યાગની જરૂર હોય તેને માટે વાક્યવ્યય કરવાથી કાંઈ નહિ વળે;—એ બધી વાતો સારી રીતે સમજાવવાને માટે જ વિધાતા દુઃખ દે છે. જ્યાં સુધી એ સમજીશું નહિ ત્યાં સુધી એક દુઃખમાંથી બીજા દુઃખમાં, એક અપમાનમાંથી બીજા અપમાનમાં પડવું પડશે.

પહેલાં તો એ વાત આપણે સારી રીતે સમજી લેવી જોઈએ કે, સરકાર જો મનમાં કોઈ પ્રકારની આશંકા રાખીને આપણામાં ઐક્ય થવાના માર્ગો બને એટલા રોકવાને તૈયાર થઈ રહેતી હોય, તો તે આશંકા કેવા વિરોધ દ્વારા આપણે દૂર કરી શકીએ. સભામાં એવી તે કેવી શબ્દોની ઇન્દ્રજાળ આપણે રચીએ કે જેથી એક ક્ષણમાં તેને વિશ્વાસ બેસે? શું આપણે એવું કહી શકીએ કે, અંગ્રેજો અનંત કાળ સુધી અમને પોતાને કબજે રાખે એમાં જ અમારું સર્વ શ્રેય રહેલું છે? કદાચ આપણે એમ કહીએ, તોપણ શું અંગ્રેજો એવા નાદાન

છે કે એવાં વચનોમાં એક ક્ષણ પણ વિશ્વાસ મૂકે? આપણે એટલું તો કહેવું જ પડશે, અને આપણે ન કહીએ તોપણ એ સ્પષ્ટ જ છે કે, જ્યાં સુધી આપણી જુદી જુદી જાતિઓમાં ઐક્ય સાધવાની શક્તિ યથાર્થ અને સ્થાયી ભાવે ન જાગે, ત્યાં સુધી અંગ્રેજોનું રાજ્ય આપણને જરૂરનું છે; પણ એ શક્તિ જાગતાં બીજે જ દિવસે એની જરૂર રહેવાની નથી.

એવે પ્રસંગે મમતામાં મુગ્ધ બનીને, અંગ્રેજોના સ્વાર્થ તરફ નજર રાખીને — એ સ્વાર્થને આપવું હોય એવું મોટું નામ ભલેને આપો, ભલેને એને સામ્રાજ્યવાદ કહો,— જો સ્વાર્થ તરફ નજર રાખીને અંગ્રેજો કહે કે અમારા હિંદી સામ્રાજ્યને અમારે પાકે પાયે ચિરસ્થાયી બનાવવું છે, અમે આખા હિંદને એક થવા દેવાની નીતિ સ્વીકારવાના નથી, તો અતિશય ઉચ્ચ કોટિના ધર્મોપદેશ સિવાય એનો બીજો શો ઉત્તર હોઈ શકે?

કઠિયારો જ્યારે ઝાડની ડાળ કાપતો હોય ત્યારે જો ઝાડ એમ કહે કે, 'અરે, શું કરે છે, આમ તો મારી ડાળીઓ બધી કપાઈ જશે!' તો કઠિયારો એવો જવાબ આપવાનો કે, 'ડાળ કાપવાથી ડાળ કપાઈ જાય છે એની શું મને ખબર નથી, હું શું નાદાન બાળક છું?' અને છતાંય શું દલીલ ઉપર જ આધાર રાખવાનો રહેશે?

આપણે જાણીએ છીએ કે, પાર્લમેન્ટમાં પણ દલીલો થાય છે; ત્યાં એક પક્ષ બીજા પક્ષને જવાબ આપે છે; ત્યાં પણ એક પક્ષ બીજા પક્ષને હરાવે છે ત્યારે ખુશ થાય છે. એટલે આપણે કેમે કર્યાં ભૂલી શકતા નથી કે અહીં પણ જીતવાનો ઉપાય કેવળ ચર્ચા જ છે.

પરંતુ ત્યાંનો અને અહીંનો ઉપાય એક હોઈ જ ન શકે. ત્યાં બંને પક્ષો ડાબા જમણા હાથની માફક એક જ શરીરનાં અંગ છે, બંનેની શક્તિનો આધાર એક જ છે. શું આપણે પણ એ પ્રમાણે એક જ છીએ? સરકારની અને આપણી શક્તિનાં મૂળ શું એક જ છે? તે જે ડાળ હલાવે છે ને ફળ પડે છે તે જ ડાળ આપણે પણ હલાવીએ તો ફળ પડવાનાં છે? જવાબ દેવાની વખતે પોથી ખોલશો નહિ; એ વિષે મિલે, સ્પેન્સરે, સીલીએ શું કહ્યું છે એ જાણવાથી આપણને કોડીનોયે લાભ નથી. પ્રત્યક્ષ શાસ્ત્ર આખા દેશમાં ખુલ્લું પડેલું છે.

ટૂંકમાં કહીએ તો ધાર્યું તો ધણીનું જ થાય; અને આપણે કાંઈ ધણી નથી. દલીલખોર કહે છે, 'એ વળી શું! આપણે સરકારને કરોડો રૂપિયા આપીએ છીએ, એ રૂપિયા ઉપર જ તો સરકારનો આધાર હોય છે, તો પછી આપણો અધિકાર કેમ ન હોય? આપણે એ રૂપિયાનો હિસાબ માગીશું.' ગાય નંદનંદનને બે વેળ દૂધ આપે છે, એ દૂધ ખાઈને જ નંદનંદન ખૂબ હૃષ્ટપુષ્ટ થયા છે, તો ગાય શા માટે શિંગડાં હલાવી નંદનંદનની પાસે દૂધનો હિસાબ ન માગે? શા માટે નથી માગતી તે ગાયનો અંતરાત્મા જાણે અને તેનો અંતરાત્મા જાણે.

સાદી વાત એટલી કે અવસ્થાભેદે કરીને ઉપાયમાં પણ ફેર પડે છે. તમે કેમ ભૂલી જાઓ છો કે ફ્રેંચ પ્રજા પાસે જો કંઈ સગવડ મેળવવાનો અંગ્રેજોનો વિચાર હોય તો ફ્રાંસના પ્રમુખને દલીલમાં હરાવવાનો કોઈ પ્રયત્ન કરતું નથી, એટલું જ નહિ પણ તેને કોઈ ધર્મોપદેશ પણ સંભળાવતું નથી; તે વખતે તો ફ્રેંચ સરકારનું મન મેળવવાને માટે અનેક ચતુરાઈ વાપરવી પડે છે; એટલા માટે જ કુશળ રાજદૂતની હંમેશાં

ફ્રાંસમાં નિમણૂક કરવામાં આવે છે. કહેવાય છે કે જ્યારે જર્મની અને ઇંગ્લંડ મિત્રો હતાં ત્યારે એક વાર ડ્યૂકનો ઇલકાબ ધરાવનાર અંગ્રેજ રાજદૂતે ખાણામાં ઊઠી ઊભા થઈ ને જર્મન રાજાના હાથમાં તેમનો હાથ લૂછવાનો રૂમાલ આપ્યો હતો. આને લીધે અંગ્રેજો ઘણું કામ કઢાવી શક્યા હતા. એવો પણ એક સમય હતો, જ્યારે મોગલોની રાજસભામાં, નવાબોના દરબારમાં અંગ્રેજોને બહુ બહુ ખુશામત, નજરાણાં, અને છૂપી ચાલાકી વાપરવી પડી હતી. તે સમયે કેટલાં અપમાનો તેમને આશ્ચર્યજનક પ્રસન્નતાની સાથે વેઠી લેવાં પડ્યાં હતાં તેનો કાંઈ અંતપાર નથી. પારકાની પાસેથી સગવડ મેળવવાની હોય છે ત્યારે આવું અવશ્ય થવાનું.

અને, આપણા દેશમાં આપણા જેવી લાચાર જાતિને જો પ્રબળ પક્ષની પાસેથી કાંઈ સગવડ મેળવવાનો પ્રયત્ન કરવાનો હોય, તો શું કેવળ ચળવળથી જ બધું મળી જશે? વલોવવાથી માખણ નીકળે છે એ વાત સાચી, પણ પાણી વલોવ્યે કાંઈ માખણ ન નીકળે. જેઓ પોથીપંથી છે તેઓ છાતી ફુલાવીને કહેશે: 'અમારે તો કોઈ પણ પ્રકારની સગવડ જોઈતી નથી, અમારે તો અમારો ન્યાય્ય હક જોઈએ છે.' વારુ, એ વાત ઠીક છે. ધારો કે તમારી મિલકત કોઈ પચાવી પડ્યો છે, તો એ તમારી ન્યાય્ય હકની વસ્તુ પણ તેના ઉપર કબજો જમાવી બેસનારનું મન રીઝવીને જ પાછી મેળવવાનો પ્રયત્ન કરવો પડે છે. સરકાર એ કાંઈ લોઢાનો સંચો નથી. તેની પાછળ તો હાડમાંસના મનુષ્યો રહેલા છે. તેઓ ઓછાવત્તા પ્રમાણમાં ષડ્‌રિપુને વશ પડેલા છે. તેઓ રાગદ્વેષના પંજામાંથી છટકીને સાવ જીવન્મુક્ત બનીને આ દેશમાં નથી

આવ્યા. તેઓ અન્યાય કરવા મંડે ત્યારે તેમના અન્યાય હાથોહાથ પકડી આપવા એ જ અન્યાય સુધારવાનો સાચો માર્ગ છે એવું તો કોઈ નહિ કહે.

પરંતુ આપણી પરિસ્થિતિ શી છે, આપણો ઉદ્દેશ શો છે અને તેને સાધવાના ઉપાયો શા છે, તેનો આપણે સ્પષ્ટ રીતે વિચાર કરતા નથી. યુદ્ધમાં જેમ વિજય મેળવવો એ જ મુખ્ય ઉદ્દેશ હોય છે, તેમ રાજકારણમાં સિદ્ધિ એ જ મુખ્ય ઉદ્દેશ છે, એમ આપણે મોઢેથી કહીએ છીએ ખરા, પણ આપણા મનમાં એ વાત વસતી નથી. આપણે માનીએ છીએ કે, આપણું રાજકીય કર્મક્ષેત્ર એ જાણે નિશાળિયાઓનું ચર્ચામંડળ છે, સરકાર જાણે આપણો સહાધ્યાયી હરીફ વિદ્યાર્થી છે, એને જવાબ દઈ શકીએ એટલે આપણી જીત થાય. શાસ્ત્ર અનુસાર ચિકિત્સા અતિ સુંદર હોવા છતાં જેમ રોગી મરણ પામે છે, તેમ આપણે અહીં પણ ભાષણ અતિ ચમત્કારિક હોવા છતાં કામ બગડે છે, એના દાખલા રોજ રોજ જોઈએ છીએ.

હું મારે વિષે એક વાત કબૂલ કરવા માગું છું. સરકારે આપણે માટે ક્યારે કેવી વ્યવસ્થા કરી છે એ વિષે હું મારા મનને ઊકળવા દેતો નથી. હું જાણું છું કે જ્યારે જ્યારે મેઘ ગાજે ત્યારે ત્યારે વીજળી પડવાની બીકે હાંફલા ફાંફલા બનીને ભાગતા ફરવામાં કાંઈ લાભ નથી. પહેલું તો એ કે, વીજળી પડે પણ ખરી અને ન પણ પડે. બીજું એ કે, જ્યાંથી વીજળી પડવાની તૈયારી ચાલે છે ત્યાં મારું કશું ચાલે એમ નથી, મારી સલાહ, વિરોધ કે અરજને ત્યાં સ્થાન મળે એમ નથી; ત્રીજું એ કે, વીજળીના પંજામાંથી બચવાનો જો

કોઈ ઉપાય હોય તો તે ક્ષીણ કંઠે મેઘના કાટકાનો સામો ઉત્તર દેવો એ નથી; ખરો ઉપાય તો વિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે પ્રયત્ન કરવાથી જ હાથ લાગે. જ્યાંથી વીજળી પડે છે ત્યાંથી જ તેની સાથે સાથે તાંબાનો સળિયો પણ ઊતરી આવતો નથી, તે તો શાંત રીતે વિચારપૂર્વક આપણે પોતે જ બનાવી લેવો પડે છે.

કુદરતી નિયમ ઉપર ચીડિયાં કરીએ એ ન ચાલે. "સનાતન ધર્મશાસ્ત્ર અનુસાર અગ્નિએ મારી પાંખ બાળવી યોગ્ય નથી" એમ કહીને પતંગિયું અગ્નિમાં ઝંપલાવે તોપણ તેની પાંખ તો બળવાની જ. તે પ્રસંગે ધર્મનાં વચનો બડબડવામાં વખત બગાડયા વિના અગ્નિને નવ ગજના નમસ્કાર કરવા એ જ તેનું કર્તવ્ય છે. અંગ્રેજ આપણા ઉપર અમલ ચલાવે, આપણને પૂરેપૂરા કબજે કરી રાખવાની ઇચ્છા રાખે, જ્યાં તેના અમલના સાંધા ઢીલા થવાની લેશ પણ શંકા આવે ત્યાં તરત જ જોરથી એ ખીલીઓ ઠોકી દે, એ તદ્દન સ્વાભાવિક છે; દુનિયામાં બધે જ એવું થતું આવ્યું છે; આપણે ઝીણી દલીલ કરી શકીએ, સુંદર અંગ્રેજી બોલી શકીએ એટલે કાંઈ એ સ્થિતિમાં ફેર પડે એવું તો બને જ નહિ. આવે પ્રસંગે બીજું ગમે તેમ હોય પણ ચીડ કર્યે તો ચાલે જ નહિ.

એક વાત તો આપણે યાદ રાખવી જ જોઈએ કે, અંગ્રેજોની નજરમાં આપણે કેટલાય હલકા છીએ. દૂર દૂરના યુરોપની વિશાળ રાજકારણી રંગભૂમિને ખૂણેથી ઇંગ્લંડ આપણા ઉપર અમલ ચલાવે છે. ફ્રેન્ચ, જર્મન, રશિયન, ઇટાલિયન, અમેરિકન અને તેનાં પોતાનાં જુદે જુદે ઠેકાણે આવેલાં સંસ્થાનોના વતનીઓ સાથેનો તેનો રાજકીય સંબંધ ભારે

જટિલ છે, તેમના સંબંધમાં હમેશાં તેને બહુ જાળવી જાળવીને ચાલવાનું હોય છે. આપણે આ વિશાળ રાજકારણી ક્ષેત્રની સીમા ઉપર પડ્યા છીએ, આપણી ઇચ્છા–અનિચ્છા, રાગદ્વેષ પ્રત્યે તેને નજર રાખી બેસી રહેવું પડતું નથી, એટલે તેનું મન આપણે વિષે ઘણે ભાગે નિર્લિપ્ત રહે છે. એથી જ હિન્દના પ્રશ્નો વખતે પાર્લમેન્ટને આટઆટલી ઊંઘ આવે છે; અંગ્રેજો પ્રવાહના પાણીની પેઠે સદા આ દેશ ઉપર થઈને વહ્યા જાય છે, અહીં તેમનું કશું જ સંગ્રહાતું નથી, તેમનાં હૃદય અહીં મૂળ ઘાલતાં નથી, 'ફર્લો' (છુટ્ટી) તરફ નજર રાખીને તેઓ કામ કર્યે જાય છે, જે કંઈ આનંદ–લહેર કરે છે તે પણ પોતાના જાતિભાઈઓ સાથે જ; અહીંના ઇતિહાસની ચર્ચા કરવાનો ભાર જર્મનોને માથે, અહીંની ભાષા સાથેનો પરિચય સાક્ષીઓની જુબાની દ્વારા થાય એટલો જ, અહીંના સાહિત્ય સાથેનો પરિચય ગવર્નમેન્ટ ગેઝેટમાં સરકારી યાદીનાં ભાષાંતર વાંચવાથી થાય તેટલો;— આવી સ્થિતિમાં આપણે એમને મન કેટલા હલકા છીએ તે પોતા પ્રત્યેના મમત્વને લીધે આપણે ભૂલી જઈએ છીએ. એ જ કારણે આપણા પ્રત્યેના અંગ્રેજોના વ્યવહારથી આપણે વિસ્મય પામીએ છીએ, ઊકળી ઊઠીએ છીએ અને આપણા તે ઉકળાટને અને વિસ્મયને અતિશયોક્તિ માની સરકાર કોઈ વાર ગુસ્સે થાય છે તો કોઈ વાર હસવું ખાળી શકતી નથી.

હું આ વસ્તુ અંગ્રેજો ઉપર દોષારોપણ કરવાને કહેતો નથી. હું તો કહું છું કે વસ્તુસ્થિતિ આ છે અને એ સ્વાભાવિક છે. અને એ પણ સ્વાભાવિક છે કે, જે વસ્તુ પોતે આટલી ક્ષુદ્ર છે, તેની મર્મવેધી વેદનાને પણ, તેની પ્રાણઘાતક હાનિને

પણ, જુદી કરીને ધ્યાનપૂર્વક જોવાની શક્તિ ઉપરવાળામાં પૂરતી ન હોઈ શકે. જે આપણે મન અતિશય લાગે તે પણ તેમને મન તો તુચ્છ જ લાગે. આપણી ભાષા સંબંધે, આપણા સાહિત્ય સંબંધે, આપણા બંગાળ દેશના ક્ષુદ્ર ભાગલા વિષે, આપણી આ જરા જેટલી મ્યુનિસિપાલિટી વિષે, આપણી આ સામાન્ય યુનિવર્સિટી સંબંધે આપણે ભય અને ચિંતાથી આકળા થઈ દેશભરમાં બૂમબરાડા કરતા ફરીએ છીએ. આપણને આશ્ચર્ય થાય છે કે આટઆટલા હોહાકાર છતાં મન-માન્યું પરિણામ કેમ આવતું નથી? આપણે ભૂલી જઈએ છીએ કે અંગ્રેજો આપણે માથે છે, આપણામાંના નથી. તેઓ જ્યાં છે ત્યાં જો જઈ શકીએ તો આપણને ખબર પડે કે આપણે કેટલા દૂર પડ્યા છીએ, આપણે કેટલા ક્ષુદ્ર દેખાઈએ છીએ.

આપણે આટલા ક્ષુદ્ર દેખાઈએ છીએ એટલે જ તે દિવસે કર્ઝન સાહેબ આમ અત્યન્ત સ્વાભાવિક વાત હોય એમ બોલી ગયા હતા કે, 'તમે પોતાની જાતને સામ્રાજ્ય-તંત્રમાં સમાવી દઈ કેમ ગૌરવ અનુભવી શકતા નથી?' સત્યાનાશ! આપણા પ્રત્યે આ તે કેવો વ્યવહાર! આ તો બિલકુલ પ્રેમસંભાષણ જેવું લાગે છે! આ ઑસ્ટ્રેલિયા કહો કે કૅનેડા કહો, જેમને અંગ્રેજ 'ઇમ્પીરિયલ' (સામ્રાજ્યના) આલિંગનમાં જકડવા ઇચ્છે છે, તેમના શયનગૃહની બારી હેઠે ઊભા રહીને અપાર પ્રેમના સંગીતથી તેણે આકાશ ગજાવી મૂક્યું છે, ભૂખ તરસ ભૂલી જઈને તે પોતાની રોટી સુધ્ધાં મોંઘી થવા દેવા તૈયાર થયું છે; તેમની સાથે તે વળી આપણી સરખામણી હોય! આવી બાબતે અતિશયોક્તિથી કદાચ સરકારને

શરમ ન આવે પણ આપણને તો આવે. આપણને ઓસ્ટ્રેલિયા-માંથી હાંકી કાઢ્યા છે, નાતાલમાં આપણું અપમાન થયું છે, સ્વદેશમાં પણ રાજ્યાધિકારથી ઠેકઠેકાણે વંચિત થયા છીએ, એવે વખતે 'બાદશાહી' રંગમહેલમાં શું કામ આપણને નિમંત્રવામાં આવે છે? કર્ઝન સાહેબ આપણાં સુખદુઃખની સીમાથી અતિશય ઊંચે બેઠા બેઠા વિચાર કરે છે કે, 'આ લોકો આટલા બધા ક્ષુદ્ર છે છતાં તેઓ સામ્રાજ્યમાં એકદમ વિલુપ્ત થવાને કેમ રાજી થતા નથી? પોતાના જરા જેટલા સ્વાતંત્ર્ય અને જરા જેટલા લાભાલાભને માટે શા સારુ આટઆટલી ધમપછાડ કરે છે!' આ તો એના જેવી વાત છે કે કોઈ યજ્ઞમાં જ્યાં સ્નેહી સગાંઓને નિમંત્રવામાં આવ્યાં હોય, ત્યાં જો એકાદ બકરીના બચ્ચાને આદરપૂર્વક બોલાવી લાવવા માટે હાથમાં માળા અને સિંદૂર લઈને માણસો આવે અને આ આદરથી પેલા બકરીના બચ્ચાને સંકોચાઈ જતું જોઈ જો તેને કહેવામાં આવે કે, 'આ તે કેવી નવાઈ! આવડા મોટા યજ્ઞમાં ભાગ લેવામાં તને વાંધો શો છે?' હાય, બીજા ભાગ લે અને તે ભાગ લે એ બેમાં કેટલો ભેદ છે તે, તે એક ક્ષણ પણ ભૂલી શકતું નથી. યજ્ઞમાં આત્માર્પણ કરવાના અધિકાર વિના બીજો કોઈ અધિકાર જ તેને નથી. પરંતુ બકરીના બચ્ચાની એ વેદના યજ્ઞ કરનારને સમજાવી મુશ્કેલ છે; બકરું એટલું ક્ષુદ્ર છે! સામ્રાજ્ય-તંત્ર ગરીબ તિબેટ ઉપર ચડાઈ કરવા જાય ત્યારે આપણો અધિકાર ખર્ચ પૂરો પાડવાનો; સોમાલિલૅંડમાં બળવો શમાવવો હોય તો આપણો અધિકાર જીવન અર્પણ કરવાનો; ગરમ સંસ્થાનોમાં ખેતી કરવી હોય તો આપણો અધિકાર સસ્તાં

મજૂરો પૂરાં પાડવાનો! મોટા અને નાના ભેગા મળીને યજ્ઞ કરે ત્યારે રીત જ એ હોય.

પરંતુ એ વિષે ઊકળી ઊઠવાનું કાંઈ પ્રયોજન નથી. સબળ અને અબળનો હિસાબ જ્યારે એક જ ખાતાવહીમાં રાખવામાં આવે, ત્યારે જમા અને ઉધારના આંકડાની આવી વહેંચણી હોય એ જ સ્વાભાવિક છે, — અને જે વસ્તુ સ્વાભાવિક છે તે માટે આંખો લાલ કર્યે ન ચાલે, આંસુ સારવાં પણ વૃથા છે. સ્વભાવનો સ્વીકાર કરીને કામ કરવું જોઈએ. જરા વિચાર તો કરી જુઓ, આપણે જ્યારે અંગ્રેજોને કહીએ છીએ કે, 'તમે સાધારણ મનુષ્યસ્વભાવ કરતાં ઉચ્ચ ભૂમિકાએ ચડો, તમે સ્વજાતિના સ્વાર્થને ભારતવર્ષના હિત આગળ ગૌણ માનો;' ત્યારે અંગ્રેજો જો જવાબ દે કે, 'વારુ! તમારે મોઢે ધર્મોપદેશ અમે પછીથી સાંભળીશું, અત્યારે તો તમને અમારે એ જ કહેવાનું છે કે, સાધારણ મનુષ્યસ્વભાવની જે નીચી ભૂમિકા ઉપર અમે છીએ, તે જ ભૂમિકા ઉપર તમે પણ આવો, તેથી ઉપર જવાનું કામ નથી; સ્વજાતિના સ્વાર્થને તમે તમારો પોતાનો સ્વાર્થ માનો; સ્વજાતિની ઉન્નતિને માટે તમે તમારો પ્રાણ ન દઈ શકો તો ભલે, પણ છેવટે કંઈ નહિ તો આરામ કે ધનનો કંઈક તો ત્યાગ કરો! તમારા દેશને માટે અમે જ બધું કરીએ અને તમે પોતે કશું જ ન કરો!' એમ જો અંગ્રેજો કહે તો આપણી પાસે એનો જવાબ શો છે? ખરું જોતાં, આપણામાંનો કોણ શાનો ત્યાગ કરે છે, કોણ શું કરે છે? બીજું કશું કર્યા વિના જો દેશની ખબર રાખતા હોત તોય ઠીક — પણ આળસના માર્યા આપણે તે પણ કરતા નથી. દેશનો ઇતિહાસ અંગ્રેજો રચે, આપણે તેનો તરજુમો કરીએ;

ભાષાશાસ્ત્રની શોધો અંગ્રેજો કરે, આપણે તે ગોખી મારીએ; ઘરની પાસે શું છે તે જાણવું હોય તોપણ હંટરની ભૂગોળ વિના આરો નથી. ત્યાર પછી દેશની ખેતી સંબંધે શું કે વેપાર સંબંધે શું, ભૂસ્તર સંબંધે શું કે રાજનીતિ સંબંધે શું, પોતાના પ્રયત્નથી આપણે કશું જ ભેગું કરવા માગતા નથી. સ્વદેશ પ્રત્યે આવું અપાર અનૌત્સુકય હોવા છતાં આપણા દેશ પ્રત્યેનાં કર્તવ્યોનું પાલન કરવા વિષે વિદેશીઓને આપણે ઊંચામાં ઊંચી કર્તવ્યનીતિનો બોધ કરતાં અચકાતા નથી. એ ઉપદેશ કદી પણ કશા કામમાં આવતો નથી. કારણ, જે વ્યક્તિ કામ કરે છે તેનું વજન હોય છે, જે વ્યક્તિ કરતી નથી, માત્ર વાતો જ કરે છે, તેનું વજન હોતું નથી; આ બે પક્ષો વચ્ચે કદી આપલેનો સંબંધ હોય નહિ. એક પક્ષ પાસે નાણાં હોય, બીજા પક્ષ પાસે કેવળ ચેકની ચોપડી જ હોય, તો એવે સ્થાને એમાંનો ચેક વટાવી શકાય નહિ. ભીખ તરીકે એકાદ વાર કદાચ દૈવયોગે એવું નભે પણ હક તરીકે કદી ન ચાલે. એથી કોઈ કોઈ વાર ભૂખના માર્યા ક્રોધે ભરાઈએ ખરા, કોઈ કોઈ વાર એમ પણ લાગે કે અમારું અપમાન કરી કાઢી મૂકયા, — પરંતુ તે અપમાન, તે વ્યર્થતા, રાડો પાડીને હો કે મૂંગે મોઢે હો પણ ગળે ઉતારી બરાબર હજમ કર્યા સિવાય છૂટકો જ નથી. આવું રોજ રોજ જોવામાં આવે છે. આપણે વિરાટ સભાઓ પણ ભરીએ છીએ, વર્તમાનપત્રોમાં પણ લખીએ છીએ, અને જે હજમ કરવું મહામુશ્કેલ હોય છે તે પૂરેપૂરું હજમ પણ કરી જઈએ છીએ. આગલે દિવસે જેને તદ્દન અસહ્ય જાહેર કરતા હોઈએ છીએ તેને જ માટે બીજે જ દિવસે વૈદ્ય બોલાવવાની જરૂર રહેતી નથી.

હું આશા રાખું છું કે મને બધા એવું કહેશે કે, તું બહુ જૂની વાત કહે છે. પોતાનું કામ પોતે કરવું જોઈએ, પોતાની શરમ પોતે દૂર કરવી જોઈએ, પોતાની સંપત્તિ પોતે કમાવી જોઈએ, પોતાનું સંમાન પોતે સાચવવું જોઈએ, એ વાતમાં નવીનતા ક્યાં છે? જૂની વાત કહું છું એવો અપવાદ હું માથે ચડાવું છું. હું નવીન કલ્પના કે વિચારો વિનાનો છું એ કલંકને હું મારા અંગનું આભૂષણ ગણીશ. પણ જો કોઈ એમ કહે કે, આ વળી તું શી નવી વાત કાઢી બેઠો તો તે મારે મન ભારે થશે. કારણ, સહજ વાતને કેવી રીતે સાબિત કરવી એ એકાએક સૂઝતું નથી. આપત્કાળનું મુખ્ય લક્ષણ જ એ હોય છે કે, તે વખતે સહજ વાતો જ કઠણ અને જૂની વાતો જ અદ્ભુત લાગે છે! એટલું જ નહિ, પણ તે સાંભળીને લોકો ગુસ્સે થાય છે અને ગાળો દેવા લાગે છે. પદ્માના નિર્જન ભાઠામાં અંધારી રાતે રસ્તો ભૂલી જવાથી જળમાં સ્થળનો અને ઉત્તરમાં દક્ષિણનો જેને ભ્રમ થાય તે જ જાણે કે જે અત્યંત સહજ હોય છે તે પણ અંધકારમાં કેવું કઠિન થઈ પડે છે; અજવાળું થતાં જ ક્ષણમાં પોતાના ભ્રમને વિષે થતા આશ્ચર્યનો પાર રહેતો નથી. આપણી અત્યારે અંધારી રાત ચાલે છે, અત્યારે જો કોઈ અત્યંત પ્રમાણભૂત વાતને પણ ઊંધી સમજી કડવાં વેણ ઉચ્ચારે, તો તે પણ સદય મને સહી લેવાં જોઈએ; આપણા આડા ગ્રહો વિના બીજા કોઈને દોષ ન દેવો જોઈએ. આપણે આશા રાખીશું કે ગમે ત્યારે પણ ઠોકર ખાઈને જ શીખવાનું છે, ઉત્તરને દક્ષિણ માનીને ચાલીએ તો ગમે ત્યારે પાછા ફર્યા વિના છૂટકો જ નથી.

આમ છતાં હું ચોક્કસ જાણું છું કે, બધાંની જ આ દશા હોય છે એવું નથી. આપણે ત્યાં એવા અનેક ઉત્સાહી યુવાનો છે, જેઓ દેશને માટે કેવળ વાણીવિલાસ નહિ પણ ત્યાગ કરવાને પણ તૈયાર છે. પરંતુ શું કરવું, ક્યાં જવું, શું આપવું, કોને આપવું એ કંઈ સૂઝતું સમજાતું નથી. ગમે તેમ અવ્યવસ્થિત રીતે ત્યાગ કરવાથી વસ્તુનો બગાડ જ થાય છે. દેશમાં દોરનારી શક્તિ જો કોઈ પણ ઠેકાણે પ્રત્યક્ષ રૂપે હોત, તો જેઓ મનનશીલ છે તેમના મનનને, જેઓ પુરુષાર્થી છે તેમના પુરુષાર્થને, જેઓ દાનશીલ છે તેઓના દાનને એક મોટું લક્ષ્ય મળત — આપણી કેળવણી, આપણી સાહિત્યસેવા, આપણી કલાપૂજા, આપણાં વિવિધ અનુષ્ઠાનો સ્વાભાવિક રીતે જ તેનો આશ્રય લેત અને તે ઐક્યની ચારે કોર દેશ નામની સુંદર વસ્તુ ઊભી કરત.

મારા મનમાં લેશ પણ શંકા નથી કે, આપણે બહારથી જે વારંવાર આઘાત પામીએ છીએ, તે કેવળ પેલા ઐક્યના આશ્રયને જાગ્રત કરવાને માટે જ; પ્રાર્થના કરી કરીને જે હતાશ થઈએ છીએ, તે આપણને પેલા ઐક્યના આશ્રયને અભિમુખ કરવા માટે જ; આપણા દેશમાં સામાના મોં સામે તાકીને બેસી રહેનારા કર્મહીન ટીકાકારનો સ્વભાવસિદ્ધ નિરાનંદ રોજ રોજ વધતો જાય છે, તે કેવળ પેલા ઐક્યના આશ્રયને, પેલા શક્તિના કેન્દ્રને શોધવાને માટે જ.

એ શક્તિની દેશમાં પ્રતિષ્ઠા કરીશું ત્યારે એની આગળ આપણી વિનતિઓ ચાલશે; ત્યારે આપણે જે દલીલ વાપરીશું તેને કાર્યનું અંગ ગણવી સંભવિત થશે. એને આપણે કર દેવો પડશે, સમય દેવો પડશે, સામર્થ્ય દેવું પડશે. આપણી

બુદ્ધિ, આપણી ત્યાગપરાયણતા, આપણું વીર્ય, આપણા સ્વભાવમાં જે કંઈ ગંભીર હોય, જે કાંઈ મહાન હોય, તે બધાંયને જગાડવાનું, આકર્ષવાનું, કામે લગાડવાનું એ એક જ ક્ષેત્ર થશે; એને આપણે ઐશ્વર્ય અર્પીશું, અને એની પાસેથી આપણે ઐશ્વર્ય મેળવીશું.

એ શક્તિકેન્દ્રથી જ જો આપણે દેશનાં કેળવણી, આરોગ્યરક્ષણ અને વાણિજ્યવિસ્તારના પ્રયત્નો કરીએ, તો રોજ રોજ નવી નવી મુશ્કેલીઓ અને અડચણો આવશે નહિ. અને વારે વારે ઉતાવળે ઉતાવળે બેચાર વક્તાઓ ભેગા કરી, ટાઉનહોલની સભામાં દોડાદોડી કરી મરવાનું રહેશે નહિ. આ વારે વારે ચમકી ઊઠવું, પછી બરાડા પાડવા અને ત્યાર પછી નિસ્તબ્ધ થઈ જવું, એ ધીમે ધીમે હાસ્યજનક થતું જાય છે. આપણી પોતાની આગળ કે પારકાની આગળ એ સંબંધે ગંભીરતા જાળવવી હવે તો અશક્ય થઈ પડે છે. આ પ્રહસનમાંથી બચવાનો એક જ ઉપાય છે કે, પોતાના કામનો બોજો પોતે લેવો.

કોઈ એવું ન સમજે કે, ત્યારે તો હું સરકાર સાથે કશો સંબંધ જ રાખવા ચાહતો નથી. એવું રૂસણું તો સરખે-સરખામાં, પ્રણયકલહમાં જ શોભે. હું એથી ઊલટી જ વાત કહું છું. હું કહું છું કે, સરકારની સાથે આપણો સજ્જનને શોભે એવો સંબંધ સ્થાપવાનો માર્ગ લેવો એ જ યોગ્ય છે. સજ્જનને શોભે એવા સંબંધમાં એક પ્રકારની સ્વતંત્રતા રહેલી છે. જે સંબંધ આપણી ઇચ્છા—અનિચ્છાની કશી અપેક્ષા જ રાખતો નથી તે દાસત્વનો સંબંધ છે, તે ધીમે ધીમે ક્ષય પામવાને

અને એક દિવસ તૂટી જવાને જ સરજાયેલો છે. પરંતુ સ્વતંત્ર આપલેનો સંબંધ ધીમે ધીમે ગાઢ જ બનતો જાય છે.

આપણે ઘણા એવી કલ્પના કરીએ છીએ અને કહીએ પણ છીએ કે, આપણે જે કંઈ માગીએ છીએ તે બધું જો સરકાર પૂરું કરી દે, તો આપણી પ્રીતિનો અને સંતોષનો પાર ન રહે. આ વાત બિલકુલ પાયા વિનાની છે. એક પક્ષ કેવળ માગ માગ જ કરે અને બીજો પક્ષ કેવળ આપ આપ જ કરે, એનો અંત ક્યાં? ઘી વડે અગ્નિ કદી હોલવાતો નથી, એ તો શાસ્ત્રમાં જ કહેલું છે;—આવી જાતના દાતા-ભિક્ષુકના સંબંધમાંથી જેમ જેમ મળતું જાય છે, તેમ તેમ દાનશીલતા ઉપર બોજો વધતો જ જાય છે, અને તેમ તેમ અસંતોષનું પ્રમાણ પણ આકાશે ચડતું જાય છે. જ્યાં મેળવવાનો આધાર મારી પોતાની શક્તિ ઉપર નથી, પણ દાતાની ઉદારતા ઉપર છે, ત્યાં જેમ મારું પણ અમંગળ છે તેમ દાતાને પણ અગવડ છે.

પરંતુ જ્યાં વિનિમયનો—આપલેનો—સંબંધ હોય છે ત્યાં બંનેનું કલ્યાણ હોય છે, ત્યાં માગણીનું પ્રમાણ સ્વાભાવિક રીતે જ ન્યાય્ય બની જાય છે અને બધી વાતનો આપસમાં નિકાલ થવાનો સંભવ રહે છે. દેશમાં એવી સજ્જનોચિત સ્થિતિ ઊભી થાય એનો એક જ ઉપાય એ છે કે, દેશનું કલ્યાણ સાધવાના પાયા ઉપર સમાજમાં સ્વતંત્ર શક્તિની પ્રતિષ્ઠા કરવી. એક શક્તિની સાથે બીજી શક્તિનો સંબંધ જ શોભે, તે જ સ્થાયી બને, અને તે જ સન્માન અને આનંદ-દાયક થઈ શકે. ઈશ્વરની સાથે સંબંધ કરવો હોય તો પોતાને

જડ પદાર્થ બનાવ્યે ન ચાલે, પોતે પણ એક ઠેકાણે ઈશ્વર થવું પડે.

એટલે જ હું કહેતો હતો કે, દેશને આપણે જેટલું આપવાનું હોય તેની પાઈએ પાઈ જો આપણે ચૂકવી દઈએ, તો સરકાર પાસેથી આપણા દેશને જેટલું મેળવવાનું હોય તેની પાઈએ પાઈ તેને મળે. જેટલું આપીશું તેટલું જ મળવાનો સંભવ પાકો થશે.

કદાચ એવો પ્રશ્ન ઊઠે કે, આપણા દેશનું કામ કરવા જતાં સરકાર-પક્ષ અડચણો નાખે તો? જ્યાં બે પક્ષો હોય અને બંને પક્ષોના સઘળા સ્વાર્થ સમાન ન હોય, ત્યાં કોઈ પણ અડચણ આવે જ નહિ એવું તો બની જ ન શકે. પણ એટલા માટે બધાંય કામોમાં હિંમત હારીને બેસી જવું, એવું પણ કાંઈ નથી. જે માણસ સાચે જ કામ કરવા ચાહે છે, તેના માર્ગમાં આખર સુધી અડચણો નાખવી બહુ ભારે છે. ઉદાહરણ તરીકે, સ્થાનિક સ્વરાજ લઈએ. આપણે માથે હાથ દઈને રડીએ છીએ કે, રિપને અમને સ્થાનિક સ્વરાજ આપ્યું હતું, પણ તેમના પછીના અધિકારીઓ તે છીનવી લેવા મંડ્યા છે. પરંતુ ધિક્ પડો એ રોદણાં ઉપર! જે એક માણસ દઈ શકે તે બીજો છીનવી લઈ શકે, એ કોણ નથી જાણતું? એને સ્થાનિક સ્વરાજનું નામ આપ્યું એટલે કંઈ એ સ્થાનિક સ્વરાજ થઈ ગયું?

અને છતાં સ્થાનિક સ્વરાજનો અધિકાર આપણા ઘરને આંગણે પડ્યો છે, કોઈએ તે છીનવી લીધો નથી અને કદી કોઈ છીનવી લઈ શકે એમ પણ નથી. જો આપણે મનમાં લઈએ, જો આપણે એક થઈએ, તો આપણાં ગામડાંનાં

શિક્ષણ, આરોગ્ય, રસ્તા, ઘાટ વગેરેની મરામતની વ્યવસ્થા, એ બધુંય આપણે પોતે કરી શકીએ. એ માટે સરકારની ચપરાસ છાતીએ બાંધવાની કંઈ જ જરૂર નથી. પણ આપણે મનમાં લેતા જ નથી, એક થતા જ નથી. તો ચૂલામાં ગયું સ્થાનિક સ્વરાજ! તો તો દોરીલોટા સિવાય બીજો કોઈ આપણો મિત્ર જ નથી!

મેં એવું સાંભળ્યું છે કે, આપણા દેશના કોઈ રાજાને એક મોટા અધિકારીએ મિત્રભાવે કહ્યું કે, 'સરકારને કહીને હું તમને ઊંચો ખિતાબ અપાવીશ;' ત્યારે પેલા તેજસ્વી રાજાએ જવાબ દીધો કે, 'માફ કરજો, આપ મને રાજા કહેવો હોય તો રાજા કહેજો, બાબુ કહેવો હોય તો બાબુ કહેજો, જે કહેવો હોય તે કહીને બોલાવજો; પણ મને એવો ખિતાબ ન આપશો, જે આજે મરજી થતાં આપી શકાય અને કાલે વળી મરજી થતાં પાછો પણ લઈ શકાય. મારી પ્રજા મને મહારાજાધિરાજ તરીકે જ ઓળખે છે, એ ખિતાબથી કોઈ મને વંચિત કરી શકે એમ નથી.' એ રીતે આપણે પણ જો કહી શકીએ કે, 'માફ કરજો સરકાર, જે દેતાં કે લેતાં કશી વાર નથી લાગતી એવું સ્થાનિક સ્વરાજ અમને આપવાનો કાંઈ અર્થ નથી. જે સ્થાનિક સ્વરાજ અમારા હાથમાં છે, દેશનું કલ્યાણ કરવાનો જે અધિકાર વિધાતાએ અમારા હાથમાં આપ્યો છે, તેનો જ અમે મોહમુક્ત ચિત્તે, નિષ્ઠાપૂર્વક અંગીકાર કરી શકીએ તો સારું; — રિપનની જય હો, અને કર્ઝન ચિરંજીવ હો!'

હું ફરીથી કહું છું કે, દેશના શિક્ષણનો ભાર આપણે લેવો પડશે. કોઈ સંશયી કહેશે, ધારો કે શિક્ષણનો ભાર તો

આપણે લીધો, પણ નોકરી કોણ આપશે? નોકરી પણ આપણે જ આપવી પડશે. એક વિશાળ સ્વદેશી કર્મક્ષેત્ર આપણા તાબામાં ન હોય ત્યાં સુધી આપણે હમેશાં દુર્બળ જ રહેવાના; કોઈ પણ ઉપાયે આ નિર્જીવ દુર્બળતામાંથી આપણો છૂટકો થવાનો નથી. જે આપણને કામ આપે તે જ આપણા ઉપર અધિકાર ચલાવે, એમાં ફેર પડે જ નહિ. જેને અધિકાર મળશે તે આપણને દોરતી વખતે પોતાનો સ્વાર્થ ભૂલવાના નથી, એ પણ સ્વાભાવિક જ છે. એટલે હરેક પ્રયત્ને આપણે એવું એક સ્વદેશી કર્મક્ષેત્ર ઊભું કરવું જોઈએ કે જ્યાં સ્વદેશી વિદ્યાલયમાં ભણેલા માણસો શિક્ષણ, ચિકિત્સા વગેરે જુદાં જુદાં દેશહિતનાં કાર્યોની વ્યવસ્થામાં રોકાય. આપણે એ વાતનું દુઃખ કર્યા કરીએ છીએ કે, કામ શીખવાની અને કરી બતાવવાની તક વિના આપણો વિકાસ થઈ શકતો નથી. એ તક કદી પણ પારકાને હાથે સંતોષકારક રીતે મળવાની નથી એના પુરાવા આપણને મળવા કાંઈ બાકી રહ્યા નથી.

હું જાણું છું કે, ઘણા એવું કહેશે કે આ વસ્તુ તો બહુ કઠણ લાગે છે. હું પણ એની ના પાડી શકું એમ નથી. વસ્તુ સહેલી નથી,— સહેલી જો હોત તો તેને વિષે શ્રદ્ધા રાખવા જેવી ન હોત. જો કોઈ અરજીના કાગળોનાં વહાણ બનાવી, સાત સમુદ્ર પાર, સાત રાજ્યનાં હીરા માણેકનો વેપાર કરવાની સૂચના કરે, તો કોઈ કોઈના મનમાં તે સાંભળીને લોભ જાગે ખરો, પણ તે કાગળનાં વહાણના વેપારમાં પોતાની મૂડી રોકવાની સલાહ હું તો કોઈને ન આપું. બંધ બાંધવો એ કઠણ કામ છે, તેને બદલે ટોળે વળી નદીને ખસી બેસવાની

વિનંતિ કરવી એ 'કૉન્સ્ટિટયુશનલ ઍજિટેશન' ભલે ગણાય, એ કામ સહેલું છે ખરું, પણ એ ઉપાય સાચો નથી. આપણે સસ્તામાં મોટાં કામ કરવાની ચતુરાઈ લડાવીએ છીએ, પરંતુ તે સસ્તા ઉપાય વારંવાર જ્યારે પડી ભાંગીને ધૂળમાં મળે છે, ત્યારે પારકાને માથે દોષ ચડાવી આપણે તૃપ્તિ અનુભવીએ છીએ. એથી તૃપ્તિ તો થાય છે પણ કામ થતું નથી.

પોતાને માથેની જવાબદારીને હલકી ગણી કાઢવી અને પારકાને માથેની જવાબદારીને ભારે ગણવી, એ કાર્યનીતિ સારી નથી. આપણા પ્રત્યેના અંગ્રેજોના આચરણનો જ્યારે ન્યાય તોળવા બેસીએ ત્યારે બધી મુશ્કેલીઓનો અને મનુષ્ય-સ્વભાવની સ્વાભાવિક દુર્બળતાનો વિચાર કરી આપણી આશાનો આંકડો બને એટલો નાનો રાખવો જોઈએ. પરંતુ આપણા પોતાના કર્તવ્યનો વિચાર કરતી વખતે બરાબર એથી ઊલટું જ કરવું જોઈએ. પોતાની વખતે બહાનાં ન શોધી કાઢવાં, પોતાને ક્ષમા ન આપવી, કોઈ આવી મળતી સગવડને ખાતર આદર્શને હલકો પાડવામાં આપણે આસ્થા ન રાખવી. એટલા જ માટે હું કહું છું કે, અંગ્રેજો ઉપર ક્રોધે ભરાઈ, ક્ષણિક ઉત્તેજનામૂલક પ્રવૃત્તિમાં મચ્યા રહેવું એ સહેલું છે, પણ એ સહેલો માર્ગ શ્રેયનો માર્ગ નથી. જવાબ વાળવાની, સામેનાને આંતરવાની પ્રવૃત્તિ આપણને યથાર્થ કર્તવ્યથી, સફળતાથી, ભ્રષ્ટ કરે છે. માણસ જ્યારે ક્રોધનો માર્યો મુકદ્દમો કરવા તૈયાર થાય છે, ત્યારે પોતાનું સત્યાનાશ કાઢતાં પણ અચકાતો નથી. આપણે જો એ જ પ્રમાણે માનસિક તાપ ઉપર ગરમાગરમ ભાષણોની ફૂંક મારીને પોતાને ક્રોધાયમાન કરી મૂકવાનો પ્રયત્ન કરીએ, તો તેથી ફલસિદ્ધિનો

ઉદ્દેશ દૂર જાય છે અને ક્રોધની પરિતૃપ્તિનું જ મહત્ત્વ વધી જાય છે. સાચી રીતે, ગંભીર રીતે દેશના સ્થાયી હિત તરફ લક્ષ રાખવું હોય તો આ ક્ષુદ્ર પ્રવૃત્તિના પંજામાંથી આપણે છૂટી જવું જોઈએ. પોતાને ક્રોધાયમાન અને ઊકળેલા રાખવાથી બધી વાતોમાં પ્રમાણબોધ ચાલ્યો જાય છે, નાની વાતોને મોટી કહી બેસીએ છીએ, પ્રત્યેક તુચ્છ વસ્તુને વિષે અસંગત અમિતાચાર કરીને પોતાનું ગાંભીર્ય ગુમાવીએ છીએ. એવી ચંચળતાથી તો દુર્બળતા જ વધે, એને શક્તિની પ્રેરણા ન કહેવાય, એ અશક્તિનું જ પ્રદર્શન છે.

આ બધી ક્ષુદ્રતાઓમાંથી પોતાનો ઉદ્ધાર કરીને, દેશ-પ્રીતિ ઉપર જ દેશનાં હિતકાર્યોની પ્રતિષ્ઠા કરવી જોઈએ — સ્વભાવની દુર્બળતા ઉપર, પારકા પ્રત્યેના દ્વેષ ઉપર વા પારકા ઉપરના આંધળા આધાર ઉપર નહિ. આ આધાર અને દ્વેષ જોકે દેખાય તો છે એક બીજાથી વિપરીત, પણ ખરી રીતે તો એ બંને એક જ ઝાડની બે જુદી જુદી ડાળો છે. એ બંને આપણી શરમભરી અશક્તિ અને જડતામાંથી ઉદ્ભવેલાં છે. પારકા પાસે માગ માગ કરવું એને જ આપણે આપણી મૂડી ગણી છે, એટલે જ હરેક માગણી વ્યર્થ જતાં આપણે દ્વેષથી ઉત્તેજિત થઈ જઈએ છીએ. આમ ઉત્તેજિત થવું એને જ આપણે સ્વદેશહિતૈષિતા માનીએ છીએ. જે આપણી દુર્બળતા છે, તેને મોટું નામ દઈને આપણે કેવળ સાંત્વના મેળવીએ છીએ એમ નથી, ગર્વ પણ અનુભવીએ છીએ.

એ વાતનો એક વાર વિચાર કરી જુઓ કે, માતાને સ્વસંતાનની સેવામાંથી મુક્ત કરી તે કામ બીજા કોઈને આપવામાં આવે, તો તે માતાને કેટલું અસહ્ય થઈ પડે છે.

એનું કારણ એ કે, સંતાન પ્રત્યેનો અકૃત્રિમ સ્નેહ એ જ તેની સંતાનસેવાનો પાયો છે. દેશહિતૈષિતાનું પણ સાચું લક્ષણ દેશહિતનાં કાર્યો આગ્રહપૂર્વક પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન કરવો એ છે. દેશની સેવા પરદેશીઓને હાથે કરાવી લેવાની ચતુરાઈ સાચી પ્રીતિનું લક્ષણ નથી; એ સાચી બુદ્ધિનું લક્ષણ છે એમ પણ હું સ્વીકારી શકતો નથી, કારણ કે, એવા પ્રયત્ન કદી પણ સફળ થવાના નથી.

૩

# પાબના પ્રાન્તિક પરિષદ

[ઈ. સ. ૧૯૦૮]

મહાસભાના કોઈ પણ પક્ષની સાથે મારો સંબંધ ગાઢ નથી એટલા માટે જ, હાલમાં મહાસભામાં જે આંતરવિપ્લવ થયો છે તે દૂરથી જોવાનો મને સુયોગ મળ્યો છે. જેઓ એમાં પડેલા હતા તેઓ સ્વાભાવિક રીતે જ એ બનાવને એટલો તો ઉત્કટ કરીને જુએ છે અને એમાંથી એવા મોટા નુકસાનની આશંકા રાખે છે કે, હજી પણ તેમના મનનો આ ક્ષોભ દૂર થઈ શકતો નથી.

પરંતુ જે વસ્તુ બની ગઈ છે તેનું દુ:ખ હમેશાં મનમાં પૂરી રાખવું એ બલિષ્ટ પ્રકૃતિનું લક્ષણ નથી. કવિએ કહ્યું છે,— સાચા પ્રેમનો પ્રવાહ અવ્યાહત ચાલતો નથી. સાચા જીવનનો પ્રવાહ પણ તેવો જ છે. અને સાચા કર્મના પ્રવાહની પણ એ જ દશા છે. દેશની નાડીમાં પ્રાણનો વેગ ચંચલ થઈ ઊઠતાં જો કર્મમાં અવારનવાર આવી અડચણો આવી પડે તો તેથી હતાશ ન થવું; એટલું જ યાદ રાખવું કે, જે જીવનશક્તિના અતિશય ચાંચલ્યે મહાસભાને એક વાર આઘાત કર્યો છે, તે જીવનશક્તિ જ એ આઘાતને અનાયાસે વટાવી જઈ મહાસભામાં નવીન સ્વાસ્થ્યનો સંચાર કરશે. મૃત પદાર્થ જ પોતાના કોઈ પણ નુકસાનને ભૂલી શકતો નથી.

સૂકું લાકડું જેવું ભાંગે છે તેવું ભાંગેલું જ રહે છે, પરંતુ જીવતું ઝાડ નવાં ડાળપાંદડાંથી પોતાનું નુકસાન ભરપાઈ કરી લઈ હમેશાં વધતું જ રહે છે.

એટલે તંદુરસ્ત શરીર જેમ પોતાના ઘાને ઝટ રૂઝવી દઈ શકે છે, તેમ આપણે ઝટપટ મહાસભાના આઘાતરૂપી ઘાને સાજો કરી દઈશું અને સાથે સાથે એ બનાવમાંથી લેવાની શિખામણ પણ નમ્રભાવે લઈ લઈશું.

તે શિખામણ એ છે કે, જ્યારે કોઈ પ્રબળ આઘાતથી માણસના મનમાંથી ઉદાસીનતા ઊડી જાય છે અને તે ઉશ્કેરાઈને જાગી ઊઠે છે, ત્યારે તેની પાસે જે કામ કરાવવું હોય તેમાં ઊભા થતા મતભેદો અને વિરોધોને સહી લેવા જોઈએ. કારણ, જ્યારે દેશનું મન નિષ્પ્રાણ અને ઉદાસીન હોય છે, ત્યારની કાર્યપ્રણાલી જેવી હોય, તેવી પ્રણાલી વિપરીત સ્થિતિમાં હોઈ જ શકે નહિ.

આ વખતે, જે કાંઈ અપ્રિય હોય તેનો બળપૂર્વક નાશ કરવાનો અને જે કાંઈ વિરુદ્ધ હોય તેનો આઘાત દ્વારા પરાજય કરવાનો પ્રયત્ન કરવો, એ કોઈ પણ રીતે ચાલે એમ નથી. એટલું જ નહિ, પણ આવે વખતે તો હાર સ્વીકારીને પણ વિજય મેળવવો પડે; જીતવું જ છે એવું પણ લઈ બેસીએ તો તે જીત દ્વારા જે મેળવવાની ઇચ્છા રાખીએ છીએ તેના જ ચૂરેચૂરા કરી નાખીશું.

બધીય વિવિધતા અને બધાય વિરોધને એક વિશાળ વ્યવસ્થામાં ગૂંથી લેવાં એ જ આપણે માટે સૌથી મોટું શિક્ષણ છે. આપણું એ શિક્ષણ જો અધૂરું રહે તો તો સ્વરાજ આપણે માટે અસંભવિત થઈ પડશે. સાચા સ્વરાજમાં

મતભેદને છૂંદી નાખવામાં નથી આવતો. દરેક મત પોત-પોતાનું યોગ્ય સ્થાન લઈ લે છે, અને વિરોધનો વેગ જ પરસ્પરની શક્તિને પરિપૂર્ણ રીતે જાગ્રત રાખે છે.

યુરોપનાં રાજકીય કાર્યોમાં હમેશાં અનેક વિરોધી પક્ષોનો ભેગો સમાવેશ જોવામાં આવે છે. પ્રત્યેક પક્ષ પ્રાધાન્ય મેળવવાને માટે જીવ પર આવીને પ્રયત્ન કરે છે. 'લેબર,' 'સોશિયાલિસ્ટ' વગેરે અનેક પક્ષોને રાજસભામાં સ્થાન મળ્યું છે, જેઓ ચાલુ સમાજવ્યવસ્થાને ઠેકઠેકાણેથી ઉલટાવી નાખવા માગે છે.

આટલું બધું અનૈક્ય શાને જોરે એક થઈને રહ્યું છે, અને આટલો બધો વિરોધ સંપના ચૂરેચૂરા કેમ કરી નાખતો નથી? એનું કારણ બીજું કશું જ નથી, પણ એ બધી જાતિઓના ચરિત્રમાં એક વસ્તુ એવી સુદૃઢ થઈ ગયેલી છે કે, બધાય પક્ષો નિયમને માન આપીને ચાલી શકે છે. નિયમનું ઉલ્લંઘન કરીને તેઓ ઇચ્છિત ફળને તોડી લેવા ચાહતા નથી, નિયમનું પાલન કરીને જ જય મેળવવા માટે ધૈર્ય સેવવાનું તેઓ જાણે છે. આ સંયમ તેમનાં બળનું લક્ષણ છે. એ જ કારણે આટલા વિચિત્ર અને વિરુદ્ધ મતો અને માર્ગોના લોકોને એકઠા કરીને માત્ર દલીલ અને ચર્ચા જ નહિ, પણ મોટાં મોટાં રાજ્ય અને સામ્રાજ્ય ચલાવવાનું કામ શક્ય બન્યું છે.

આપણી મહાસભાની પાછળ રાજ્ય સામ્રાજ્યની કોઈ જવાબદારી જ નથી. કેવળ ભેગા થઈને દેશની ઇચ્છા પ્રકટ કરવાને માટે દેશના શિક્ષિતો એ સભા ચલાવે છે. એ રીતે

દેશની ઇચ્છા દિવસે દિવસે સ્પષ્ટ સ્વરૂપ પ્રાપ્ત કરી બળ મેળવશે. અને તે ઇચ્છાશક્તિ આખરે કાર્યમાં પરિણત થઈ દેશના સાચા આત્મભાનને જાગૃત કરે એ આપણું ધ્યેય છે. આખા દેશના શિક્ષિત વર્ગનો ભેગો પ્રયત્ન જે મહાસભામાં આપણી ઇચ્છાશક્તિને જાગ્રત કરવાના કામમાં મચ્યો છે, તેમાં એટલી ઉદારતા જો ન હોય કે, શિક્ષિતવર્ગના બધાય મતના અને શ્રેણીના લોકો તેમાં સ્થાન પામી શકે, તો તેથી આપણી શક્તિની ઊણપ જ પ્રકટ થાય છે.

આ ઐક્યને શક્ય બનાવવા માટે મતભેદનો નાશ કરવો જોઈએ, એવું તો આપણે ઇચ્છીએ તોપણ થવાનું નથી, અને તેમ થાય તો તેમાં કલ્યાણ પણ નથી. વિશ્વસૃષ્ટિના વ્યાપારમાં આકર્ષણ અને વિકર્ષણ, કેન્દ્રાનુગામી અને કેન્દ્રાપગામી શક્તિઓ, પરસ્પર વિરોધ છે છતાં, એક જ નિયમને અધીન થઈને રહે છે, એટલે જ વિચિત્ર સૃષ્ટિ વિકાસ પામી શકે છે. રાજકીય સભાઓમાં પણ નિયમબદ્ધ રહીને પણ દરેક મતને પ્રાધાન્ય મેળવવાનો પ્રયત્ન કરવા ન દઈને તો એવી સભાનું સ્વાસ્થ્ય બગડે, શિક્ષણ અધૂરું રહે અને ભાવિ પરિણામ સંકુચિત થઈ જાય. આમ મતભેદ એ જ્યારે કેવળ અવશ્યંભાવી જ નહિ પણ હિતકર પણ છે, ત્યારે ઐક્ય સાધવા જતાં નિયમોનું પાલન કડક રહેવું જોઈએ. નહિ તો જાનૈયા અને કન્યાપક્ષ ઉચ્છૃંખલ રીતે ઝઘડો કરે અને આખરે વિવાહ ધૂળમાં રોળાય. જેમ વરાળના જથાને લોઢાના બૉઇલરમાં પૂરી શકીએ તો જ સંચા ચાલી શકે, તેમ આપણા મતભેદની આશંકા જેમ જેમ પ્રબળ થાય તેમ તેમ આપણા નિયમોનું બૉઇલર પણ વજ્ર જેવું કઠણ થાય, તો

જ કામ આગળ વધી શકે; નહિ તો અનર્થ ઊભો થતાં વાર નહિ લાગે.

આપણે હજી સુધી મહાસભા અને પરિષદોને માટે પ્રતિનિધિઓ ચૂંટવાના રીતસરના નિયમો નક્કી કર્યા નથી. જ્યાં સુધી દેશના લોકો ઉદાસીન રહેવાથી રાજકીય કામોમાં આપણી વચ્ચે કશો મતભેદ હતો નહિ, ત્યાં સુધી નિયમોની શિથિલતાથી કશું નુકસાન નહોતું. પરંતુ જ્યારે દેશનું મન જાગ્રત થયું છે, ત્યારે તો દેશના કાર્યમાં તે મનને મેળવવું જોઈએ, ત્યારે તો પ્રતિનિધિ ચૂંટતી વખતે સાચી રીતે દેશની સંમતિ લેવી જોઈએ. આવું માત્ર ચૂંટણીને વિષે જ કરવું એમ નહિ, પણ મહાસભા અને પરિષદોની કાર્ય-પ્રણાલીનો પણ વિધિ ચોક્કસ કરી નાખવાનો સમય આવ્યો છે.

આ પ્રમાણે ન કરતાં, માત્ર વિવાદ મટાડવાને માટે દેશનો દરેક પક્ષ પોતાની જુદી સાંપ્રદાયિક મહાસભા ઊભી કરશે તો મહાસભાનો કશો અર્થ જ રહેશે નહિ. મહાસભા એ સમગ્ર દેશની અખંડ સભા છે. જરા મુશ્કેલી ઊભી થતાં એ સમગ્રતાને જ પડી મૂકવા તૈયાર થઈ જઈશું, તો કેવળ સભાઓની સંખ્યામાં વૃદ્ધિ કર્યા કરવાથી આપણને એવો શો લાભ થવાનો છે?

આજ સુધી, આપણે કોઈ કામ કે ધંધાને માટે તો શું પણ આપણે પોતાને માટે પણ ભેગા થયા પછી સહેજ અનૈક્ય થતાં જ જુદા જુદા પક્ષોમાં વહેંચાઈ જતા આવ્યા છીએ. વિરોધ ઊભો થતાં જ આપણે મૂળ વસ્તુનો નાશ કરવાનો કે ત્યાગ કરવાનો પ્રયત્ન કર્યો છે. વિવિધતાને ઐક્ય-સૂત્રે ગૂંથી લઈ તેને વિવિધ અંગોવાળું કલેવર બનાવી દેવાની

જીવનશક્તિ આપણે બતાવી શકતા નથી. આપણી બધીય અવદશાનું કારણ જ એ છે. મહાસભામાં પણ જો એ રોગ દાખલ થાય, તેમાં પણ જો ઉપલે માળે જરા વિરોધનો આઘાત થતાં ઐક્યનો મૂળ પાયો સુધ્ધાં ભાંગી પડે, તો આપણે કોઈ પણ પક્ષના હોઈએ તોયે ઊભા રહીશું જ શાને આધારે ? જે રાઈથી ભૂતને ભગાડવું છે તે રાઈને જ જો ભૂત ભરાય તો પછી ઉપાય શો ?

બંગભંગને રદ કરવા માટે આપણે જેમ જીવ પર આવીને પ્રયત્ન કર્યા, તેમ તેના કરતાં પણ વધુ પ્રયત્નો આપણે માથે ઝઝૂમતા આ આત્મભંગને દૂર કરવા આપણે કરવા પડશે. પારકાની આગળ જે દુર્બળ હોય તે પોતાનાની આગળ પ્રચંડ બનીને પોતાને પ્રબળ ગણી સાંત્વના ન મેળવે. પારકો જે વિચ્છેદ કરે છે તેથી તો કેવળ અનિષ્ટ જ થાય છે, પણ પોતે જે વિચ્છેદ કરીએ છીએ તેથી તો પાપ લાગે છે અને એ પાપનું ઝેર અંતરને ઊંડામાં ઊંડે સ્થાને ભયંકર પ્રાયશ્ચિત્તની રાહ જોતું ભેગું થયા કરે છે.

આપણે માટે એવો સમય આવી પહોંચ્યો છે કે, હવે આપણે ભાનભૂલેલા રહીએ એ કોઈ પણ પ્રકારે પોષાય જ નહિ. કારણ, અત્યારે આપણે મુક્તિની તપસ્યા કરીએ છીએ. ઇન્દ્રદેવે આપણી પરીક્ષા કરવા તપોભંગનું આ કારણ મોકલ્યું છે, તેનાથી હારી જઈશું તો આપણી બધી સાધના ધૂળ મળશે. માટે ભાઈઓ, જે ક્રોધ ભાઈભાઈ વચ્ચે વેર ઉત્પન્ન કરાવવા ચાહે છે તે ક્રોધને દબાવવો જ પડશે,—સ્વજનોએ કરેલા બધાય વિરોધને વારે વારે સહી લેવો જ પડશે—એકબીજાના અવિવેકને લીધે જે ઝઘડો ઊભો થાય છે, તે દૂર કરવો જ

પડશે અને તેને ભૂલી જવામાં જરા પણ વિલંબ કર્યે ચાલશે નહિ. જ્યારે આપણા પોતાના ઘરમાં જ લાય લાગી છે, ત્યારે ઘરના પક્ષો સામસામે ઊભીને એ લાયને ગરમ વાક્યોના વાયુથી વિફરાવી મૂકે, તો તેના કરતાં વધુ મૂઢતાનું કાર્ય આપણે માટે બીજું કયું હોઈ શકે ? પારકાએ કરેલા ભાગલાથી દેશમાં જે ઉશ્કેરણી ઉત્પન્ન થઈ છે, તેનું પરિણામ જો જાતે કરેલા ભાગલામાં જ આવવાનું હોય, ભારતનો શનિગ્રહ જો આ વખતે લૉર્ડ કર્ઝનનું સ્વરૂપ છોડીને આપણું રૂપ લે, તો તો બહારના દુઃખથી આકળા બનીને ઘરમાં પણ આશરો લેવા જેવું રહેશે નહિ.

આ બાજૂ એક મહાન વિચ્છેદનું ખડ્ગ દેશને માથે લટકી રહ્યું છે. સૈકાઓ થયાં આપણે હિંદુમુસલમાન એક જ દેશમાતાને ખોળે બેસી એક જ સ્નેહના ઉપભોગ કરતા આવ્યા છીએ, તોપણ આજેયે આપણા ઐક્યમાં વિઘ્નો આવે છે.

આ દુર્બળતાનું કારણ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી આપણા દેશની કોઈ પણ મહેચ્છા સંપૂર્ણ રીતે પૂર્ણ કરવી શક્ય નહિ થાય, આ બધાય રાજકીય કર્તવ્યપાલનમાં પગલે પગલે મુશ્કેલીઓ આવતી જશે.

બહારથી જો આ હિંદુમુસલમાનના ભેદને વિરોધનું રૂપ આપવાનો પ્રયત્ન કરવામાં આવે તો તેથી આપણે ડરવાનું નથી. આપણી પોતાની અંદર જે ભેદબુદ્ધિનું પાપ રહેલું છે તેને નાબૂદ કરી શકીશું, તો આપણે પારકાએ ઊભી કરેલી ઉશ્કેરણીને જરૂર તરી જઈશું. એ ઉશ્કેરણી તો વખત જતાં પોતાની મેળે જ શમી જવાની છે. કારણ, એ અગ્નિમાં હમેશાં ઈંધણ પૂરવાની શક્તિ સરકારમાં નથી. એ અગ્નિને

લાડ લડાવવા જતાં થોડા જ સમયમાં એ એટલી હદે પહોંચી જશે કે જ્યારે બંબાને માટે સરકારને જ બૂમ પાડવી પડશે. પ્રજાના ઘરમાં આગ લાગે એટલે તે ફેલાતી ફેલાતી કોઈ દિવસે પણ ગમે તે દિશાએથી રાજમહેલની લગોલગ જઈ પહોંચવાની જ. જો એ વાત સાચી હોય કે હિંદુઓને અયોગ્ય રીતે લાડ લડાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે, કંઈ નહિ તોયે ચેનચાળા ઉપરથી મુસલમાનોના મનમાં એવી ધારણા દૃઢ થતી હોય, તો એ શનિ, એ કલિ, એ ભેદનીતિ રાજાને પણ છોડનાર નથી. કારણ, લાડ લડાવીને આશાને બહેકાવી મૂકવાથી તે પૂરી કરવી મુશ્કેલ પડે છે. જે ભૂખ સ્વાભાવિક હોય છે તે ગમે ત્યારે મટાડી શકાય છે. યોગ્યતાની સ્વાભાવિક માગણીને સીમા હોય છે, પણ લાડની માગણીનો અંત હોતો નથી. એ તો કાણા ઘડામાં પાણી ભરવા જેવું છે. અસંતોષને ભુખાળવો કરી મૂકવાનો ઉપાય તે લાડ છે. એ બધી કરવતનીતિ છે,—એ માત્ર પ્રજાને જ નથી વહેરતી પણ પાછી આવતી વખતે રાજાને પણ વહેરે છે.

એમાં જે કાંઈ સારું હોય તેનો પણ આપણે વિચાર કરી જોવો જોઈએ. આપણે શરૂઆતથી જ અંગ્રેજોની નિશાળના પાઠો ધ્યાનપૂર્વક ગોખ્યા છે, એટલે સરકારી નોકરી અને માનઅકરામનો ભાગ આપણા મુસલમાન ભાઈઓ કરતાં આપણને વધુ મળ્યો છે એમાં શંકા નથી. એ રીતે આપણી વચ્ચે એક પ્રકારનો ભેદ ઊભો થયો છે. એટલું ગમે તે ઉપાયે દૂર ન થાય ત્યાં સુધી આપણાં મન મળવાનાં નથી, આપણી વચ્ચે અસૂયાનું એક પ્રકારનું અંતર રહ્યા જ કરશે. મુસલમાનોને જો યથેચ્છ પ્રમાણમાં હોદ્દા અને માન મળતાં

રહે, તો સ્થિતિની અસમાનતાને લીધે જાતિ જાતિ વચ્ચે જે ઊંચાં મન થાય છે, તે દૂર થશે અને આપણી વચ્ચે સમાનતા સ્થાપન થશે. જે રાજપ્રસાદ આજ સુધી આપણે ભોગવતા આવ્યા છીએ, તે આજે મોટા પ્રમાણમાં મુસલમાનોને ભાગે જાઓ, એવી આપણે સંપૂર્ણ પ્રસન્ન મને પ્રાર્થના કરવી જોઈએ. પરંતુ એ પ્રસાદની છેલ્લા હદે પહોંચીને જ્યારે તેઓ જોશે કે, બહારના ક્ષુદ્ર દાનથી અંતરનું ઊંડું દૈન્ય કેમે કર્યું પુરાતું નથી, જ્યારે તેઓ સમજશે કે શક્તિલાભ એ જ સાચો લાભ છે અને ઐકય વિના તે લાભ શકય નથી, જ્યારે તેઓ જાણશે કે જે દેશમાં આપણે જન્મ્યા છીએ તે દેશનું ઐકય તોડવાથી ધર્મહાનિ થાય છે, અને ધર્મહાનિ થાય તો કદી પણ સ્વાર્થ સચવાતો નથી, ત્યારે જ આપણે બન્ને ભાઈઓ એક સમાન પુરુષાર્થના મિલનક્ષેત્રમાં ઊતરી હાથ મિલાવી ઊભા રહીશું.

ગમે તેમ હો, હિંદુ અને મુસલમાન એ ભારતવર્ષનાં બે પ્રધાન અંગો છે. એમને એક જ રાષ્ટ્રસંમેલનમાં ભેગાં કરવાને માટે જે ત્યાગ, જે સહિષ્ણુતા, જે સાવચેતી અને આત્મદમનની જરૂર છે, તેનો આપણે આશ્રય લેવો જ પડશે. આ મહાન કર્મઋણ જ જ્યારે આપણે માટે પૂરતું છે ત્યારે શું કરવી છે સુબુદ્ધિને, કયાં નાખવો છે ધર્મને? પ્રાણધર્મના નિયમ પ્રમાણે દેશમાં જે નવાં નવાં મંડળો જાગશે, તે બધાં વિરોધનું રુદ્રરૂપ લઈ દેશના ટુકડેટુકડા ન કરી નાખે તો સારું; તેઓ એક જ વૃક્ષની નવી નવી તેજસ્વી શાખાઓની પેઠે જન્મ પામી દેશના રાજકીય માનસને ફલપ્રદ થવા દે તો સારું.

જ્યારે જૂના પક્ષમાંથી દેશમાં એક નવા પક્ષનો ઉદય થાય છે, ત્યારે શરૂઆતમાં તો તે બિનજરૂરી છે એવો ભ્રમ પેદા થાય છે. કાર્યકારણપરંપરામાં તેને પણ અનિવાર્ય સ્થાન છે, એ વસ્તુ આપણે અપરિચયને લીધે ઉત્પન્ન થતી ચીડના આવેશમાં એકાએક સમજી શકતા નથી. એ કારણથી, પોતાનું વ્યક્તિત્વ સિદ્ધ કરવાના પ્રયત્નને લીધે, નવીન પક્ષની પ્રથમ અવસ્થામાં સ્વાભાવિકતાની શાંતિ હોતી નથી. તે અવસ્થામાં તો મિત્ર હોય તે પણ શત્રુ લાગે છે.

પરંતુ એટલી વાત ચોક્કસ કે, દેશમાં નવો પક્ષ, બીજને ફાડીને અંકુર ફૂટે તેમ, મુશ્કેલીઓને ભેદીને કુદરતના નિયમ અનુસાર જ દેખા દે છે. જૂનાની સાથે અને આસપાસની પરિસ્થિતિની સાથે તેને આંતરિક સંબંધ હોય છે.

આ આપણા નવા પક્ષના માણસો પણ આપણા પોતાના જ માણસો છે. એમની સાથે કોઈ વાર લડીશુંયે ખરા અને વળી બીજી જ ક્ષણે સુખદુઃખમાં, કામકાજમાં એમને જ પક્ષમાં લઈ, ખભેખભો અડાડી, કાર્યક્ષેત્રમાં ઊભાયે રહીશું. પરંતુ ભાઈઓ, દેશમાં છેલ્લે પાટલે જઈ બેસનાર એક ગરમ પક્ષ ઊભો થયાની જે વાતો સંભળાય છે તે પક્ષ ક્યાં છે? હું પૂછું છું કે, એ પક્ષમાં આગેવાન કોણ? ચરમ માર્ગીઓનો ધર્મ જ એ છે કે, એક પક્ષ છેલ્લે પાટલે બેસે એટલે બીજો પક્ષ પ્રતિક્રિયાના ન્યાયે જ છેલ્લે પાટલે બેસી જાય. બંગભંગથી આખા બંગાળે જે વેદના અનુભવી છે અને જે દારુણ દુઃખો દ્વારા તેને પ્રકટ કરી છે, એવું હિંદમાં કદીયે નહિ થયું હોય. પરંતુ પ્રજાની એ સાચી વેદના તરફ રાજપુરુષો માત્ર ઉદાસીન રહ્યા એટલું જ નહિ, પણ તેમણે

ક્રોધે ભરાઈને હથિયાર ઉગામ્યું અને હિંદી રાજતંત્રના આજના ભાગ્યવિધાતાઓએ સાત સમુદ્ર પારથી નિર્ણય જાહેર કરી દીધો કે, જે થઈ ગયું છે તે છેવટનું જ છે, તેમાં હવે ફેરફાર થઈ ન શકે. આ શું રાજ્યનો ચરમ માર્ગ નથી? એનો શું પ્રત્યાઘાત ન થાય? અને એ પ્રત્યાઘાત શું બિલકુલ નિષ્પ્રાણ હોઈ શકે?

આ સ્વાભાવિક પ્રત્યાઘાતને શાંત કરવાને માટે સરકાર તો કોઈ સામનીતિ અખત્યાર કરવાનું છોડી છેલ્લે પાટલે જવા લાગી, દંડા ઉપર દંડો ચલાવવા લાગી.

જ્યારે સરકાર તરફથી ગુરખા, પ્યુનિટિવ પોલીસ અને પોલીસનું રાજ ચાલે છે, દેશપારી, જેલ અને દંડાશાહીનો દોર વર્તે છે, દમનનીતિ, ગુંડાશાહી અને કાયદાને કોરે મૂકવાની રીતિ અજમાવાય છે, ત્યારે પ્રજા તરફથી પણ સ્વાભાવિક રીતે જ ઉશ્કેરણી વધતી જાય છે.

ચરમ નીતિ એટલે જ આશા હારી બેઠેલાની નીતિ. એટલે એની ગતિ ક્યારે કોને ક્યાં લઈ જશે તે આગળથી કોઈ ચોક્કસ કહી ન શકે. એના વેગને સંપૂર્ણ નિયમમાં રાખી ચાલવું એ, એ માર્ગે જનારની શક્તિની બિલકુલ બહારની વાત છે. એ નીતિને વેગ આપવો સહેલો છે, રોકવી કઠણ છે.

એ કારણે જ સરકારે જ્યારે ચરમ નીતિને વેગ આપ્યો, ત્યારે તે આટલે દૂર સુધી પહોંચી જશે, એવું તેમણે ધાર્યું નહોતું. આજે હિંદુસ્તાનમાં પોલીસના સામાન્ય પહેરાવાળાથી માંડીને ન્યાયદંડધારી ન્યાયાધીશ પર્યંત બધામાં જ ઠેકાણે ઠેકાણે જે અસંયમ ફાટી નીકળ્યો છે, તે

હિંદી સરકારે જાણી જોઈને પેદા કર્યો છે એવું છે જ નહિ. પણ સરકાર કંઈ અલૌકિક વસ્તુ નથી, રાજકાર્ય જેઓ વડે ચાલે છે તેઓ પણ હાડમાંસના જ માણસો છે, અને તેમના સ્વભાવમાં સત્તાનો મદ પણ થોડેવત્તે અંશે દાખલ થયેલો છે. જે વખતે પ્રવીણ સારથિની મજબૂત લગામ એમને સખત રીતે ખેંચી રાખે છે, ત્યારે પણ જોકે એમની ઊંચી ડોક બહુ વાંકી વળી જાય છે છતાં રાજવાહનને તે અજુગતું નથી લાગતું; પરંતુ ચરમ નીતિ જે ઘડીએ લગામ છોડી દે છે, તે જ ઘડીએ એ વિરાટ રાજતંત્રમાંના અંગરૂપ અમલદારોની માનવપ્રકૃતિ જોતજોતામાં વિચિત્ર રીતે અદમ્ય બની જાય છે. ત્યારે કયા પહેરાવાળાની લાઠી કયા સજ્જનને માથે પડશે અને કયા ન્યાયાધીશને હાથે કયો કાયદો કેવું ભયંકર વક્ર સ્વરૂપ ધારણ કરશે તે કંઈ કલ્પી શકાય એવું રહેતું નથી. તે વખતે પ્રજાના જે વર્ગ ઉપર વધુ મહેરબાની હોય છે, તેને પણ ખબર પડતી નથી કે એ મહેરબાની કયાં સુધી ટકવાની છે. ચારેકોર રાજનીતિની આવી અદ્‌ભુત દુર્બળતા ઉઘાડી પડતી રહે છે, ત્યારે સરકાર પોતે જ પોતાના વર્તનથી જરા જરા લાજતી થાય છે; ત્યારે લજ્જાનિવારણ કમિશનના રિપોર્ટનાં થીગડાં વડે રાજકારભારમાં પડેલા ચિરાડા તે ઢાંકવા ચાહે છે. જેઓ જુલમના ભોગ થઈ પડયા હોય છે, તેઓનું તમે તો જૂઠા છો, એમ કહીને તે અપમાન કરે છે, અને જેઓ ઉચ્છૃંખલ હોય છે તેમને જુલમનો ભોગ થઈ પડેલા ગણી માફ કરે છે. પણ એમ તે કાંઈ લાજ ઢંકાય? અને તેમ છતાં આ બધા ઉદ્દામ ઉત્પાતોને રોકવા એ પણ ભૂલ કબૂલવા

જેવું લાગે છે અને દુર્બળતાનું પ્રબળ રીતે સમર્થન કરવું એ જ શક્તિનું લક્ષણ છે એવો અધિકારીઓને ભ્રમ થાય છે.

બીજી તરફ, આપણામાં પણ ચરમ નીતિને હમેશાં બરાબર રોકી રાખવી એ કઠણ છે. આપણામાં પણ પોતાના પક્ષની દુર્દમનીયતા નાયકને પણ ચળાવ્યા કરે છે. આવી સ્થિતિમાં કોના આચરણને માટે કોને જવાબદાર ગણવા અને કયો મત કેટલે અંશે સાચો છે, એનો ચોક્કસ નિર્ણય કરી શકે એવો કોણ છે?

અહીં એક વાત યાદ રાખવાની છે. ‘એકસ્ટ્રીમિસ્ટ’ અને ‘મૉડરેટ’ એવાં નામ પાડીને આપણી વચ્ચે જ જે ભેદ ઊભા કરવામાં આવ્યા છે, તે આપણે પોતે ઊભા કર્યા નથી. તે અંગ્રેજોની ભેદનીતિએ ઊભા કરેલા છે. એટલે એ ભેદોની વ્યાપ્તિ ક્યારે ક્યાં સુધી વિસ્તાર પામશે તે આપણે કહી શકતા નથી. પક્ષના બંધારણ પ્રમાણે નહિ, પણ સમય અને અધિકારીઓની મરજી પ્રમાણે એ વ્યાપ્તિ બદલાતી રહેશે.

તેમની પ્રત્યેના આપણા મનોભાવને ધ્યાનમાં લઈ અંગ્રેજ જેને ‘એકસ્ટ્રીમિસ્ટ’ તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કરે છે તે એક પક્ષ છે કે પક્ષ કરતાં વિશેષ—દેશનું એક લક્ષણ—છે? કોઈ એક પક્ષને દબાવી મારવાથી એ લક્ષણ બીજે કોઈ રૂપે દેખા દેશે, અથવા એ પ્રજાની અંતરગુહામાં ઊતરી પડશે.

જ્યારે કોઈ પણ સ્વાભાવિક રીતે વ્યક્ત થતી વસ્તુ આપણને પસંદ પડતી નથી, ત્યારે આપણે એવું કહેવાનો પ્રયત્ન કરીએ છીએ કે, એ તો કેવળ એક સાંપ્રદાયિક

કાવતરું છે. અઢારમા સૈકામાં યુરોપમાં એવી એક બૂમ ઊઠી હતી કે, ધર્મ એ કેવળ સ્વાર્થપરાયણ ધર્મગુરુઓની ઉપજાવી કાઢેલી વસ્તુ છે, અને પાદરીઓને મૂળમાંથી ઉખેડી નાખીશું એટલે ધર્મની બલા પણ એની મેળે દૂર થશે. જેઓ હિન્દુધર્મ પ્રત્યે અસહિષ્ણુ છે તેઓમાંના ઘણા એમ કહે છે કે, એ તો બ્રાહ્મણોએ ભેગા મળીને પોતાનું પેટ ભરવાના પ્રપંચ તરીકે ઊભું કરેલું ભૂત છે; એટલે જો બ્રાહ્મણોને કોઈ પણ ઉપાયે હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવામાં આવે તો હિંદુધર્મના ઉપદ્રવની પણ ચિંતા રહે નહિ. આપણી સરકાર પણ એ જ રીતે એવું માને છે કે, દુષ્ટોની અમુક ટોળી એક્સ્ટ્રીમિઝમ નામનો એક ઉત્પાતિયો પદાર્થ, પોતાની પ્રયોગશાળામાં કૃત્રિમ ઉપાયોથી તૈયાર કરે છે. એટલે એ ટોળકીના થોડા આગેવાનોને પકડીને પોલીસ જો મૅજિસ્ટ્રેટના હાથમાં સોંપી દે તો ઉત્પાત શાંત થઈ જાય.

પરંતુ સાચી વાત તો ભીતરની છે. તે આંખે જોવાની વસ્તુ નથી પણ તેને તો તળિયેથી શોધી લેવાની હોય છે.

જે સત્ય અવ્યક્ત હોય તે એકાએક પહેલવહેલું વ્યક્ત થાય ત્યારે એકદમ મૃદુ, મંદ, મધુર રીતે થતું નથી. તે તો એક ઝંઝાવાતની માફક આવી પહોંચે છે, કારણ કે અસામંજસ્યની અથડામણમાંથી જ તેનો જન્મ થાય છે.

આપણા દેશમાં કેટલોક વખત થયાં, ઇતિહાસના શિક્ષણને લીધે, પ્રવાસ અને વિચારવિનિમયના પ્રસંગોને લીધે, એકછત્ર રાજ્યના અમલની અસરને લીધે, સાહિત્યના ઉત્કર્ષને લીધે, અને મહાસભાના પ્રયત્નને લીધે આપણે માંહોમાંહે એટલું સમજતા હતા કે, આપણો દેશ એક છે, આપણે એક જ જાતિ

છીએ, સુખદુ:ખમાં આપણી એક જ દશા છે, અને પરસ્પરને પરમ આત્મીય ન ગણીએ તો આપણું કદી પણ હિત થવાનું નથી.

આપણે આ સમજતા હતા ખરા, પણ એ અખંડ ઐક્યની મૂર્તિ પ્રત્યક્ષ સત્યની માફક જોઈ નહોતા શકતા — એ વાત કેવળ આપણા વિચારમાં જ હતી. એટલે આખા દેશને એક સમજવાથી માણસ દેશને ખાતર જેટલો ત્યાગ કરી શકે, જેટલું સહન કરી શકે, જેટલું કરી શકે તેમાંનું કંઈ જ આપણે કરી શક્યા નથી.

આમ ને આમ જ હજી પણ લાંબો સમય ચાલ્યા કરત. એવામાં લોર્ડ કર્ઝને પડદાને ઉપરથી એવો જબરો આંચકો માર્યો કે જે કંઈ નેપથ્યમાં હતું તે ખુલ્લું થઈ ગયું.

બંગાળના બે ભાગ કરવાનો હુકમ જેવો થયો કે તરત જ પૂર્વથી તે પશ્ચિમ સુધી એક જ ધ્વનિ ગાજી ઊઠ્યો,— અમે બંગાળી છીએ, અમે એક છીએ! બંગાળીઓ એક-બીજાના આત્મીય છે અને બંગાળનાં સર્વ અંગોમાં એક જ લોહી વહી રહ્યું છે, એ આપણે પહેલાં આટલી સ્પષ્ટ રીતે સમજી શક્યા નહોતા.

આપણી આ આત્મીયતાના સજીવ શરીરને જ્યારે આ ભાગલાની વેદના અસહ્ય થઈ પડી, ત્યારે આપણે એમ ધાર્યું હતું કે, બધા ભેગા મળીને રાજાને બારણે ફરિયાદ કરીશું એટલે દયા મળી જશે. કેવળ ફરિયાદ દ્વારા દયા મેળવવા સિવાય બીજો કોઈ ઉપાય આપણા હાથમાં છે એ પણ આપણે જાણતા નહોતા.

પરંતુ લાચારના ભરોસારૂપ આ પારકાની મહેરબાની જ્યારે લેશ પણ મળી નહિ, ત્યારે જે માણસ પોતાને પાંગળો માનીને લાંબા વખતથી નિષ્ક્રિય થઈ ગયો હતો, તેને ઘરમાં આગ લાગતાં જ માલૂમ પડ્યું કે, પોતામાં પણ ચાલવાની શક્તિ છે. આપણે પણ એક દિવસ અંતઃકરણની અત્યંત વેદનાને લીધે જાણી શક્યા કે, આપણામાં પણ એ વાત જોરપૂર્વક કહેવાનું બળ છે કે, અમે વિલાયતી માલ ખરીદીશું નહિ.

આપણી આ શોધ બીજાં બધાં સત્યોની શોધની માફક પહેલાં તો એક સંકુચિત નિમિત્તને અવલંબીને જ આપણી સામે હાજર થઈ હતી. આખરે જોતજોતાંમાં આપણે સમજી શક્યા કે નિમિત્ત કરતાં એ અનેક ગણી મોટી છે, એ તો શક્તિ છે! એ તો સંપત્તિ છે! એ બીજાને રંજાડનાર નથી, પોતાને સબળ કરનાર છે. એનું બીજું કાંઈ પ્રયોજન હોય કે ન હોય, એને હૃદયમાં સત્ય તરીકે અનુભવવું એ જ સૌથી વધારે જરૂરનું છે.

શક્તિના આ અચાનક થયેલા અનુભવથી આપણને જે એક ભારે આત્મવિશ્વાસનો આનંદ મળ્યો છે, તે આનંદ જો ન હોત, તો વિદેશીના બહિષ્કારમાં આપણે આટઆટલાં કષ્ટો અવિચળપણે કદી સહી શકત નહિ. કેવળ ક્રોધમાં એટલી સહિષ્ણુતા ન હોય. વિશેષે કરીને પ્રબળની વિરુદ્ધ દુર્બળનો ક્રોધ કદી પણ આટલા જોરથી ટકી ન શકે.

આ રીતે સત્યનું દર્શન થતાં, આનંદ કેટલા જોરથી અસર કરે છે તે સ્પષ્ટ જોઈને હું તો નવાઈ પામ્યો છું. કેટલાય દિવસો થયાં જ્ઞાની માણસો ઉપદેશ દેતા આવ્યા છે કે, જાતમજૂરી કરવાની ઘૃણા રાખી, નોકરી કરવી એ જ જીવનનો

સાર છે એમ માનશો તો કદી માણસ બનવાના નથી. જેણે જેણે આ સાંભળ્યું તેણે તેણે કહ્યું કે હા, વાત સાચી છે ખરી! અને તરત જ નોકરીની અરજી ચીતરવા બેસી ગયો. આવા નોકરીભૂખ્યા બંગાળ દેશમાં પણ એવો દિવસ ઊગ્યો જ્યારે કોઈના કહ્યા વિના જ પૈસાદારનો છોકરો પોતાને હાથે સાળ ચલાવવા વણકરનો શિષ્ય બન્યો. સારા ઘરના છોકરા પોતાને માથે કાપડની ગાંસડી ઉપાડી બારણે બારણે ફેરી કરવા લાગ્યા, અને બ્રાહ્મણના છોકરા પોતાના હાથમાં હળ પકડવામાં ગૌરવ માની સ્પર્ધા કરવા લાગ્યા. આપણા દેશમાં આવું પણ સંભવી શકે એવું આપણે સ્વપ્ને પણ માન્યું નહોતું. તર્કથી તર્ક મટતો નથી, ઉપદેશ વડે સંસ્કાર ધોવાતો નથી; સત્ય જ્યારે ઘરના એક ખૂણામાં નાની સરખી જ્યોતની માફક દેખા દે છે એટલે ઘરનો બધો અંધકાર આપોઆપ દૂર થઈ જાય છે.

× × ×

વ્યક્તિનું કહો કે જાતિનું કહો, પણ મુક્તિ એ જ સહુનું અંતિમ ધ્યેય છે. પણ શાસ્ત્રમાં કહ્યું છે કે, મુક્તિ મેળવવામાં આવતું વિઘ્ન પોતામાં જ છુપાઈ રહેલું છે. તેનો જ્યાં સુધી કર્મ દ્વારા નાશ ન કરીએ ત્યાં સુધી કદી મુક્તિ મળવાની નથી. આપણી રાષ્ટ્રીય મુક્તિનાં પણ પ્રધાન વિઘ્નો આપણી અંદર જ જુદે જુદે રૂપે રહેલાં છે. કર્મ દ્વારા જો તે બધાંનો નાશ ન કરવામાં આવે તો તર્ક દ્વારા કંઈ થવાનો નથી. અને વિવાદથી તો તે વધ્યે જ જશે. એટલે મુક્તિ કેટલા પ્રકારની છે,— સાયુજ્ય મુક્તિ (સંસ્થાનિક સ્વરાજ્ય) સારી કે સ્વાતંત્ર્ય મુક્તિ જ (પૂર્ણ સ્વરાજ્ય) સારી — એની ચર્ચા શાંતિપૂર્વક અનાયાસે ચાલી શકે; પણ સાયુજ્ય કહો કે સ્વાતંત્ર્ય કહો,

પણ મૂળ વાત તો એક જ છે અને તે કર્મ. ત્યાં તો બન્ને પક્ષે એક જ માર્ગે થઈને જવું પડશે. જે બધાં સ્વભાવગત કારણોને લીધે આપણે દરિદ્ર અને દુર્બળ છીએ, આપણે વિભક્ત, વિરુદ્ધ અને પરતંત્ર છીએ, તે કારણો દૂર કરવામાં જો સાચે-સાચ જ આપણે મન દઈએ તો આપણા બધાય મતના લોકોને ભેગા થવું જ પડશે.

એ કર્મક્ષેત્રમાં જ જો આપણા બધાનું એકત્ર થવું બિલકુલ જરૂરી હોય, તો તે ભેગા થવા માટે એક વિશિષ્ટ ગુણની જરૂર છે. તેનું નામ નમ્રતા. આપણે જો ખરા બળવાન મનના માણસોની માફક વાતમાં અને વ્યવહારમાં, વિચારમાં અને વાણીમાં પ્રમાણ જાળવીને ન ચાલી શકીએ, તો એ મિલન પણ આપણે માટે વિરોધનું કારણ થઈ પડશે, અને કર્મના પ્રયત્નથી લાભ ન થતાં વારંવાર નુકસાન જ થયા કરશે.

એટલે આ દેશના જે ધનને લીધે પૃથ્વીમાં તેઓ ઐશ્વર્યને શિખરે પહોંચ્યા છે, તે ધનના માર્ગમાં આપણે જરા પણ વિઘ્ન નાખીએ તોપણ તેઓ આપણને સહેલાઈથી છોડે એમ નથી. આવી પરિસ્થિતિમાં આપણી સામે જે યુદ્ધ ઊભું છે તે કાંઈ રમત નથી, તેમાં આરામ કે વિરામને અવકાશ નથી, તેમાં આપણી બધીય શક્તિ અને સહિષ્ણુતાની જરૂર પડવાની છે. આમ છતાં પણ જેઓએ નકામી ઉદ્ધતાઈ અને ગરમ વાક્યો દ્વારા આપણા કામની મુશ્કેલીને કેવળ વધારી જ છે તેઓ શું દેશના ગુનેગાર નથી? કામ ગમે તેવું મુશ્કેલ હશે તોપણ કદી હારી જઈશું નહિ, દેશનાં કલા અને વેપારને સ્વતંત્ર કરી પોતાની શક્તિનો અનુભવ લઈશું, દેશના શિક્ષણને સ્વતંત્ર બનાવીશું. સમાજને દેશનાં કામ કરવાને પ્રયત્નશીલ અને

બળવાન બનાવીશું. આ કરવા જતાં માંહેમાંહેનાં અને પારકા તરફનાં દુઃખનો અને મુશ્કેલીઓનો પાર રહેશે નહિ; તે માટે અપરાજિત ચિત્તે તૈયાર રહીશું પણ વિરોધને વિલાસની વસ્તુ નહિ બનાવીએ. દેશનું કામ તો નશાખોર દ્વારા નહિ પણ સંયમી અને યોગી દ્વારા જ થાય.

એમ નહિ માનશો કે, ભય કે સંકોચને લીધે હું આ બોલું છું. હું દુઃખને જાણું છું, હું દુઃખને માનું છુ, દુઃખ દેવનો જ પ્રકાશ છે; એ જ કારણે એને વિષે કોઈ પણ પ્રકારની અવજ્ઞાવૃત્તિ રાખવી ન શોભે. દુઃખ દુર્બળને જ તુમાખી કે ગાભરો બનાવી મૂકે છે. પ્રચંડતાને જ જો આપણે પ્રબળતા માનીએ, કલહને જ જો આપણે પૌરુષ ગણીએ અને પોતાની જાતને જ સદાસર્વદા અને સર્વત્ર આગળ કરવી એને જ જો એક પ્રકારનો આત્માનુભવ ઠરાવીએ, તો દુઃખમાંથી આપણે કોઈ પણ મોટો બોધ મેળવવાની આશા રાખી ન શકીએ.

દેશમાં આપણે જે વિશાળ કર્મક્ષેત્ર ઊભું કરવાનું છે તેની શરૂઆત શી રીતે કરીશું? ઊંચા શિખરને આકાશે પહોંચાડવું હોય તો તેનો પાયો પહોળો કરવો જોઈએ. આપણી કાર્યશક્તિના શિખરને જો ભારતવર્ષના કેન્દ્રસ્થાને ગગનચુંબી બનાવવું હોય તો દરેક જિલ્લામાંથી તેનો પાયો ચણવાની શરૂઆત કરવી જોઈશે. પ્રાંતિક પરિષદની એમાં જ સાર્થકતા છે.

પ્રત્યેક જિલ્લામાં એક એક જિલ્લાપ્રતિનિધિસભા સ્થાપવામાં આવે. એ સભા બને ત્યાં સુધી ગામડે ગામડે પોતાની શાખા વિસ્તારીને આખા જિલ્લાને છાઈ દે. પહેલાં તો આખા પ્રદેશના બધા ભાગોની બધા પ્રકારની માહિતી

પૂરેપૂરી રીતે ભેગી કરે; કારણ, કર્મની ભૂમિકા જ્ઞાન જ છે. જ્યાં કામ કરવું હોય ત્યાંની બધી પરિસ્થિતિ સૌથી પહેલાં જાણવી જોઈએ.

દેશનાં સઘળાં ગામોને પોતાની બધા પ્રકારની હાજતો પોતે પૂરી પાડી શકે એવાં કરી દેવાં જોઈએ. થોડાં થોડાં ગામોનું એક એક મંડળ સ્થાપવું જોઈએ. તે મંડળના પ્રધાનો જો ગામનાં બધાં કામો અને ત્રુટીઓ દૂર કરવાની વ્યવસ્થા કરી મંડળને સ્વયંસંપૂર્ણ કરી શકે, તો જ દેશમાં સર્વત્ર સાચું ગ્રામસ્વરાજ સ્થપાશે. પોતાની નિશાળ, કળામંદિર, સદાવ્રતો, સહાયકારી વસ્તુભંડાર અને બેંક સ્થાપવા માટે એઓને શિક્ષણ, સહાય અને ઉત્સાહ આપવાં જોઈએ. દરેક મંડળને એક એક સામાન્ય મંડપ હોય જ્યાં કામ માટે અને આનંદ માટે બધા ભેગા થઈ શકે, અને જ્યાં કામ કરનાર પ્રધાનો મળીને લવાદથી ગામના કજિયા પતાવે.

જ્યાં સુધી જમીનદાર અને ખેડૂત અલગ અલગ રહીને જ ખેતી કરશે, ત્યાં સુધી તેઓની દરિદ્ર અવસ્થા કદી દૂર થવાની નથી. દુનિયામાં ચારેકોર સૌ કોઈ સંપ કરીને પ્રબળ બને છે; આવી અવસ્થામાં જે કોઈ વિચ્છિન્ન અને એકલા રહેશે તેઓને હમેશાં પારકાની ગુલામી અને મજૂરી કરી કરીને જ મરવું પડશે.

આજે તો જેની જેટલી શક્તિ હોય તે બધી ભેગી કરી બંધ બાંધવાનો વખત આવ્યો છે. નહિ તો, ઢાળ ઉપર થઈને આપણાં સામર્થ્ય અને શક્તિની નાની નાની ધારાઓ બહાર વહી જશે અને પારકાનાં જળાશય ભરશે, અન્ન હોવા છતાં આપણને અન્ન મળશે નહિ, અને આપણે કયે કારણે કેમ

કરી મરીએ છીએ તે જાણી પણ શકીશું નહિ: આજે જેમને બચાવવા માગીએ છીએ તેઓમાં સંપ કરાવવો પડશે.

યુરોપમાં અને અમેરિકામાં ખેતીનાં જાતજાતનાં, ઓછી મહેનતે કામ થાય એવાં યંત્રો શોધાયાં છે. કેવળ ગરીબાઈને જ કારણે એ બધાં આપણને કશા જ કામમાં આવી શકતાં નથી. થોડી જમીને કે થોડી શક્તિથી એ બધાં યંત્રો વાપરી શકાય એમ નથી. જો એક એક મંડળ કે એક એક ગામના બધા લોકો ભેગા થઈ પોતાની બધી જમીન ભેગી કરીને ખેતી કરવા માંડે તો આધુનિક યંત્રોની મદદથી બહુ ખર્ચ બચે અને કામની સવડ થાય અને પરિણામે તેઓને લાભ થાય. જો ગામમાં પાકતી બધીય શેરડી તેઓ એક જ યંત્રમાં પીલી લે તો મોંઘું યંત્ર ખરીદવાથી તેમને લાભ જ થવાનો છે, નુકસાન નહિ થાય. શણનાં બધાં ખેતરો જો ભેગાં કરી નાખે તો પ્રેસની મદદથી તેઓ પોતે જ શણની ગાંસડી બાંધી લઈ શકે. ગોવાળો જો બધા ભેગા થાય તો ગોપાલન અને માખણ ઘી વગેરે બનાવવાનું કામ સસ્તામાં અને સારું થાય. વણકરો જો ભેગા મળીને પોતાના ગામમાં સંચો લાવે તો કાપડ વધુ પ્રમાણમાં ઉત્પન્ન થવાને લીધે તેઓમાંના દરેકને લાભ થાય.

શહેરમાં ધનવાન મહાજનનાં કારખાનાંમાં મજૂરી કરવા જતાં મજૂરોનું મનુષ્યત્વ કેવું નાશ પામે છે તે સૌ કોઈ જાણે છે. વિશેષ કરીને આપણા દેશનો સમાજ જે ગૃહજીવન ઉપર રચાયેલો છે, જ્યાં ગૃહનીતિ વિચલિત થતાં-વેંત જ ધર્મનો મુખ્ય આધાર નાશ પામે છે અને સમાજના મર્મસ્થાનમાં ઝેર વ્યાપી જાય છે, તે દેશમાં મોટાં મોટાં કારખાનાં જો શહેરમાં ઊભાં થાય અને ચારેકોરનાં

ગામડાંમાંથી ગરીબ ગૃહસ્થોને ખેંચી લાવે, તો સ્વાભાવિક સ્થિતિથી વિખૂટાં પડેલાં, રહેઠાણથી દૂર પડેલાં સ્ત્રીપુરુષો આનંદહીન કારખાનાંના કામને લીધે દિવસે દિવસે કેવી દુર્ગતિમાં ડૂબી મરશે તેનું અનુમાન કરવું મુશ્કેલ નથી. કારખાનાં વડે કેવળ વસ્તુઓના ઢગલા ખડકવા અને માણસોની સંખ્યા ઓછી કરવી એ સમાજને લાંબો સમય નહિ પોસાય. એટલે ગામના લોકો જ એકઠા થઈને જે યંત્રો વાપરી શકે તેમની જ મદદથી પોતાના જ ગામમાં કામમાં સુધારાવધારા કરી શકાય તો જ સૌ કુશળ રહે. માત્ર એટલું જ નહિ, પણ દેશના લોકોને સંપ શીખવવાનો એ એક જ ઉપાય છે. જિલ્લાસભા ઉપદેશ અને દૃષ્ટાંત વડે આવું એક મંડળ પણ રચી શકે તો એ દૃષ્ટાંતની અસર જોતજોતામાં ચારે કોર ફેલાઈ જશે.

આવી રીતે હિંદના જિલ્લાઓ સ્વાવલંબી અને વ્યવસ્થિત થઈ જાય તો ભારતવર્ષના પ્રાંતોમાં તેનાં કેન્દ્ર સ્થાપ્યાં સાર્થક થશે અને તે પ્રાંતિક કેન્દ્રોનું એક રાષ્ટ્રીય કેન્દ્ર બનશે ત્યારે જ એ કેન્દ્ર ભારતવર્ષનું સાચું કેન્દ્ર બનશે; નહિ તો જેનો પરિધિ જ રચાયો નથી એવા કેન્દ્રનું અસ્તિત્વ જ ક્યાં રહ્યું? અને જેમાં દેશકાર્યને માટે કોઈ જાતનો પ્રયત્ન ન હોય પણ કેવળ દુર્બળ પ્રજાની માગણી અને બિનજવાબદાર મસલત જ હોય, તે સભા ધારાસભાની સમાન થવાની આશા રાખે તો તે કયા સત્ય અને કઈ શક્તિને જોરે?

મિલે આવીને જેમ સાળને મારી નાખી તેમ બ્રિટિશ રાજ્યે પણ સર્વભક્ષી અને સર્વવ્યાપી બનીને આપણા ગ્રામ-

સમાજની સ્વાભાવિક વ્યવસ્થાને નષ્ટ કરી નાખી છે. વખત જતાં કામ વધવાને લીધે જ્યારે નાની વ્યવસ્થા મોટી થાય છે ત્યારે તેનું ફળ સારું જ આવે છે, ખરાબ નથી આવતું. પણ એ વસ્તુ સ્વાભાવિક રીતે જ થવી જોઈએ. આપણી જે ગ્રામવ્યવસ્થા હતી તે નાની હતી પણ આપણી પોતાની હતી. બ્રિટિશ વ્યવસ્થા ગમે તેવી મોટી હોય તોપણ તે આપણી નથી. એટલે એથી કેવળ આપણી શક્તિ જડ થઈ ગઈ છે એટલું જ નહિ, પણ આપણાં બધાં કામો પણ બરાબર પાર પડતાં નથી. પોતાની આંખ બંધ કરી પારકાની આંખે કામ ચલાવીએ તો તેમાં કદી ભલીવાર ન આવે.

આજે એ જ કારણે આપણે જોઈએ છીએ કે, ગામડાંઓમાં પુરુષાર્થનું કંઈ ચિહ્ન દેખાતું નથી. પહેલાં જે જળાશયો હતાં તે આજે પુરાઈ જવા બેઠાં છે. કારણ કે, દેશનું સ્વાભાવિક કામ ચાલતું બંધ પડયું છે. ગોચરની જે જમીન હતી તેને સાચવવાનો કોઈ ઉપાય નથી; જે દેવાલય હતાં તેમની મરામત કરાવવાની શક્તિ રહી નથી; જે પંડિતો સમાજનું ઐકય સાચવતા હતા તેમના મૂર્ખ પુત્રો અદાલતમાં ખોટી સાક્ષી આપવાનો ધંધો લઈ બેઠા છે; જે બધા ધનવાનોને ત્યાં ક્રિયાકર્મમાં અને યાત્રામાં તથા ગાયનોમાં સાહિત્ય અને ધર્મનું સેવન થતું હતું તેઓ બધા શહેરમાં આકર્ષાયા છે; જેઓ દુર્બળના ભેરુ, શરણાગતના આશ્રયદાતા અને દુષ્ટોના દંડદાતા હતા, તેમનું સ્થાન પોલીસના દરોગા આજે કેવી રીતે સાચવે છે એ કોઈને પણ અજાણ્યું નથી; લોકહિતનો કોઈ પણ ઉચ્ચ આદર્શ, પરાર્થે આત્મ-ત્યાગ કર્યાનું કોઈ પણ ઉજ્જવળ દષ્ટાંત ગામમાં હવે રહ્યું

નથી; વિધિનિષેધની કોઈ પણ શક્તિ સમાજની અંદર રહી નથી, કાયદો જે કંઈ કૃત્રિમ બંધન ઊભાં કરી શકે એ જ માત્ર રહ્યાં છે; પરસ્પર ખોટા મુકદ્દમા કરી, ગામ ગાંડાની માફક પોતાના નખથી પોતાને જ ઉઝરડા કરી રહ્યું છે. તેને ઠેકાણે લાવનાર કોઈ રહ્યું નથી. જંગલ વધી રહ્યાં છે, મેલેરિયાનો ત્રાસ વધતો જાય છે, દુકાળ વારંવાર આવ્યા જ કરે છે; દુકાળ પડે તો પાછલા વર્ષનો પાક ખાઈને જીવ બચાવાય એટલો પણ સંગ્રહ નથી; ડાકુ અથવા પોલીસ ચોરી કે ચોરીની તપાસ માટે ઘરમાં પેસીને નુકસાન અને અપમાન કરે તો તેથી પોતાના ઘરનું રક્ષણ કરી શકે એટલી ઐક્યજનિત હિંમત નથી; તો પછી જે ખાધે શરીરમાં બળ આવે અને વ્યાધિને દૂર રાખી શકાય તેની તો વાત જ શી! ઘી ખરાબ હોય છે, દૂધ મોંઘું હોય છે, માછલી મળતી નથી, તેલ ઝેરી હોય છે. જે કેટલાક દેશી રોગો હતા તે આપણાં કાળજાં અને બરોળ ઉપર પોતાનાં સિંહાસન જમાવી બેઠા છે; તે ઉપરાંત વિદેશી વ્યાધિઓ અતિથિની માફક આવે છે અને કુટુંબીઓની માફક રહી પડે છે; — ડિપ્થિરિયા, દમ, ટાઇફોઇડ એ બધાએ જ આ લોહીહીણાઓ પ્રત્યે ચૂસણનીતિ અખત્યાર કરી છે. અન્ન નથી, આરોગ્ય નથી, આનંદ નથી, આશા નથી, પરસ્પર સહકાર નથી; ઘા આવે તો માથું ધરી ઝીલી લઈએ છીએ, મૃત્યુ આવે તો નિશ્ચેષ્ટ થઈને મરીએ છીએ, અન્યાય આવે તો પોતાના નસીબને જ દોષ દઈએ છીએ, અને પોતાના માણસો ઉપર આપત્તિ આવે તો દૈવની ઉપર તેનો ભાર નાખી બેસી રહીએ છીએ. એનું કારણ શું? એનું કારણ એ કે, આખો દેશ જે મૂળિયાં વડે જીવનરસ

ખેંચતો હતો તે મૂળિયાંને જ ઊધઈ લાગી છે, જે જમીનમાંથી જીવવાનો ખોરાક મેળવતો હતો તે જમીન જ પથ્થર જેવી કઠણ થઈ ગઈ છે, — જે ગ્રામસમાજ પ્રજાની જન્મભૂમિ અને આશ્રયસ્થાન હતો તેની સઘળી વ્યવસ્થા છિન્નભિન્ન થઈ ગઈ છે. અત્યારે તે મૂળ-કપાયેલા ઝાડની માફક નવા જમાનાની નિર્દય રેલમાં તણાઈ રહ્યો છે.

દેશ પર બહારથી પરિવર્તનના હુમલો આવવાને લીધે જૂની વ્યવસ્થા જ્યારે અવડ બની ભાંગી પડે છે અને નવા જમાનાને ઉપયોગી કોઈ નવી વ્યવસ્થા ઊભી થતી નથી, તેવે સમયે ઘણી પુરાતન પ્રજાઓ ધરતીના પડ ઉપરથી લુપ્ત થઈ ગઈ છે. આપણે પણ શું ઉદાસ નજર સામે આપણી પ્રજાને દિવસે દિવસે લોપ પામતી જોઈશું? મલેરિયા, કૉલેરા, દુકાળ, એ બધાં શું આકસ્મિક છે? એ બધાં આપણા હાડમાં રહેલા રોગનાં લક્ષણો નથી? સહુથી ભયંકર દુર્લક્ષણ તો આખા દેશના હૃદયમાં રહેલી હતાશ નિશ્ચેષ્ટતા છે. કશાનો પણ ઉપાય આપણા પોતાના હાથમાં છે, કોઈ પણ વ્યવસ્થા આપણે પોતે કરી શકીએ છીએ, એવો વિશ્વાસ જ્યારે ચાલ્યો જાય છે ત્યારે, કોઈ પણ પ્રજા કેવળ કરુણ ભાવે કપાળે હાથ દઈ લાંબા નિસાસા નાખી આકાશ તરફ જુએ છે ત્યારે, સામાન્ય હુમલા સામે પણ તે ટકી શકતી નથી, નાનામાં નાનો ઘા પણ તેને મન જોતજોતામાં ભયંકર બની જાય છે ત્યારે તે મોતની ભીતિથી જ મરી જાય છે.

પણ કાળરાત્રિ પૂરી થઈ લાગે છે: રોગીની બારીમાંથી પ્રભાતનો પ્રકાશ આશાની ભેટ લેતો આવ્યો છે. આજે આપણે, દેશના શિક્ષિતવર્ગે — જે એક સમયે સુખમાં કે

દુઃખમાં સામાન્ય પ્રજાનો સાથી અને સહાયક હતો અને જે હાલ ભદ્રતા અને શિક્ષણના વિલાસને કારણે જ વિચારમાં, આચારમાં, ભાવમાં, વાણીમાં, કર્મમાં બધી વાતમાં જ સામાન્ય પ્રજાવર્ગથી દૂર જતો જાય છે તેણે — ફરી એક વાર ઉચ્ચનીચ બધાની સાથે મંગળ સંબંધથી એક થઈ સામાજિક અસમાનતાની ભયંકર વિપત્તિમાંથી દેશના ભાવિનું રક્ષણ કરવું જોઈએ. આપણી શક્તિને દેશનું હિત કરનારી અને દેશની શક્તિને આપણા કાર્યમાં સહકાર દેનારી બનાવવાનો સમય રોજ રોજ વહી જાય છે. આપણે એક જ શરીરનાં અંગો જેવા છીએ, છતાં જો જરામાં આપણને વાંકું પડી જાય તો તો આપણને કોઈ ભારે જીવલેણ રોગ લાગુ પડ્યો છે એમ જ માનવું જોઈએ. દુનિયામાં સૌ કોઈ આજ ઐક્ય સાધી રહ્યા છે, આપણે જ માત્ર ચારેકોર ઝઘડી રહ્યા છીએ, તો આપણે ટકીશું શા રીતે?

આપણું ચેતન પ્રજાશરીરના બધા ભાગોમાં પ્રસરતું નથી, આપણી પ્રવૃત્તિઓ મોટે ભાગે કેવળ શહેરોમાં જ કેન્દ્રિત થઈ છે, કેવળ વિશિષ્ટ સમાજમાં જ રૂંધાયેલી છે તેનો એક પુરાવો જુઓ. સ્વદેશી હિલચાલ શહેરના શિક્ષિતવર્ગે જ શરૂ કરી હતી, પરંતુ તેને અંગે થયેલી સખતાઈનો ત્રાસ તો આજે ગામડાંઓને જ વેઠવો પડ્યો છે.

જગદ્દલ પથ્થર છાતી ઉપર મૂકવો એ એક પ્રકારની શિક્ષા છે એવું વાર્તામાં સાંભળ્યું હતું. આજના રાજમાં વાર્તામાંનો પેલો જગદ્દલ પથ્થર વધારાની પોલીસનું રૂપ ધારણ કરીને આવ્યો છે.

પણ એ પથ્થરનો ભાર અસહાય ગામડાંના લોકો ઉપર પડ્યો છે એ જ કારણે એનો ભાર આપણા સઘળાની છાતીને કેમ લાગતો નથી ? બંગાળની છાતી ઉપરના એ ભારને આપણે બધા મળીને વહેંચી લઈ વેદનાને સરખી કેમ ન કરી લઈએ ? સ્વદેશીનો પ્રચાર એ જો અપરાધ હોય તો વધારાની પોલીસના ખર્ચનો ભાર આપણે બધા જ અપરાધીઓએ વહેંચી લેવો જોઈએ. એ વેદના જો બધા બંગાળીઓની વેદના થઈ જાય તો પછી એ વેદના નહિ રહે, આનંદ જ બની જશે.

આ સંબંધે દેશના જમીનદારોને મારી એટલી વિનંતી છે કે, બંગાળનાં ગામડાંમાં પ્રાણસંચાર કરવાને માટે તેઓ પ્રયત્ન ન કરે તો એ કામ કદી થવાનું નથી. ગામ જાગ્રત બની પોતાની શક્તિ પોતે અનુભવે તો જમીનદારની સત્તા અને સ્વાર્થ ઘટી જાય એવી શંકા હમણાં જાગે છે. પરંતુ એક પક્ષને દુર્બળ બનાવી પોતાની સ્વેચ્છાચારની શક્તિને માત્ર નિર્વિઘ્ન બનાવતા રહેવું અને બોમ્બ છાતી ઉપરના ખીસામાં રાખી ફરવું બંને સરખાં જ છે. પ્રલયનું અસ્ત્ર કોઈ વાર પાછું ફરીને વાપરનારને જ મારે છે. ખેડૂતોને એટલા સબળ અને કેળવાયેલા રાખવા જોઈએ કે, ઇચ્છા થાય તોપણ તેમના પ્રત્યે અન્યાય કરવાનું પ્રલોભન જમીનદારના મનમાં જાગી ન શકે. જમીનદાર શું વાણિયાના જેવો ક્ષુદ્ર ચુસણિયો બનવા માગે છે ? તે જો ઉદાર ભાવે સ્વાર્થત્યાગ કરવાનો સંબંધ પૂરેપૂરા જતનપૂર્વક ન સાચવે, યોગ્ય નુકસાન ઉદાર ભાવે વેઠી લેવાની શક્તિ જો તેનામાં ન રહે તો તેનું સ્વમાન શા રીતે રહેશે ? સરકારી હાટેથી ઇલકાબ ખરીદતી વખતે તો તે નુકસાનને નુકસાન ગણતો નથી ! પરંતુ સાચા રાજા થવાનો

એકમાત્ર સ્વાભાવિક અધિકાર તેની પ્રજા જ તેને આપી શકે એમ છે. તે અનેક લોકોનો ધણી છે, મિત્ર છે અને રક્ષક છે, અનેક લોકોનું મંગળ કરનાર છે; દુનિયામાં આવું મોટું ઉચ્ચ પદ પામી તે એ પદની જવાબદારી નહિ સાચવે?

એવું આપણે ન માની બેસીએ કે, દૂર બેઠા બેઠા નાણાં વરસાવીએ એટલે ખેડૂતનું હિત થઈ જશે. એ સંબંધમાં એક પાઠ ભૂલવા જેવો નથી. એક વખતે હું ગામડાંમાં જમીનદારી સંભાળતો હતો ત્યારે મને ખબર મળ્યા કે, પોલીસના કોઈ મોટા અમલદારે કેટલાક માછીઓનું ભારે નુકસાન કર્યું હતું એટલું જ નહિ, પણ તપાસને બહાને તેઓના ગામના ગૃહસ્થોમાં ભારે અશાંતિ મચાવી હતી. મેં આ માછીઓને બોલાવીને કહ્યું, 'તમે આ તોફાનીઓ ઉપર દીવાની કે ફોજદારી ગમે તેવી ફરિયાદ માંડો, હું કલકત્તાથી મોટો વકીલ બોલાવીને કેસ ચલાવીશ.' તેમણે હાથ જોડીને કહ્યું, 'શેઠ, કેસમાં જીતવાથી લાભ શો? પોલીસની સામા થઈશું તો અમારાથી અમારી જમીન ઉપર રહેવાશે જ નહિ.'

વિચાર કરતાં મને જણાયું કે દુર્બળ લોકો જીતે તે પણ હાર્યા સમાન જ છે. શસ્ત્રક્રિયા બહુ જ સરસ થાય તોપણ ક્ષીણ રોગી એ શસ્ત્રક્રિયાને લીધે જ મરણ પામે છે. ત્યાર પછી એ વાતનો મને વારંવાર વિચાર આવ્યા કર્યો છે કે, બીજું કોઈ પણ દાન દાન ન કહેવાય, શકિતદાન એ જ એકમાત્ર દાન છે.

એક વાત છે કે, બકરીનું બચ્ચું એક વાર બ્રહ્મા પાસે જઈને બોલ્યું, "ભગવાન, તમારી પૃથ્વીમાં બધા જ કેમ મને ખાવા ચાહે છે?" બ્રહ્માએ ઉત્તર દીધો, "બાપુ, બીજાને શો

દોષ દઉં, તારો ચહેરો જોઈને મને જ તને ખાઈ જવાનું મન થાય છે!"

પૃથ્વીમાં અશક્તને ન્યાય મળે, રક્ષણ મળે એવી વ્યવસ્થા ભગવાન પણ કરી શક્યો નથી. હિન્દી ધારાસભાથી માંડીને પાર્લમેન્ટ સુધી માથું ફોડીને મરી જાઓ તોપણ આનો ઉપાય થવાનો જ નથી. સદિચ્છાનું અહીં કાંઈ ચાલે એમ નથી. દુર્બળતાના સંસર્ગમાં કાયદો પોતે દુર્બળ થઈ જાય છે, કાયદો પોતે ભય સમાન થઈ પડે છે. અને જેને આપણે રક્ષણ કરનાર કહીએ છીએ અને જેની મદદ માગીએ છીએ તે જ પોલીસના ધરમના બાપ થઈને ઊભા રહે છે!

વળી, પ્રજાની દુર્બળતાનો ઉપાય કરવો એ આપણી સરકારની આજની રાજનીતિથી વિરુદ્ધ છે. જે માણસ પોલીસ-કમિશનમાં બેસીને એક સમયે ધર્મબુદ્ધિને બળે પોલીસને અત્યાચારી કહીને કડવાં વેણ કહે છે, તે માણસ ગવર્નરની ગાદીએ બેસી કર્મબુદ્ધિના પ્રવાહમાં તણાઈને તે જ પોલીસના ઝેરી દાંતને જરા સરખો પણ આઘાત થતાં અસહ્ય વેદનાથી અશ્રુ વરસાવે છે. એનું કારણ બીજું કંઈ જ નથી, પણ કુમળાં બકરાંને બીજાના હાથમાંથી બચાવવા જતાં રખેને તે પોતાના ચતુર્મુખને માટે પણ ભારે થઈ પડે એવી તેની શંકા દૂર થઈ શકતી નથી. देवा दुर्बलघातकाः ।

એટલા માટે જ હું દેશના જમીનદારોને કહું છું કે, હતભાગી ખેડૂતોને તમારા અને પારકાના હાથમાંથી બચાવ કરવા પૂરતા કેળવાયેલા, આરોગ્યવાન અને શક્તિશાળી બનાવ્યા વિના કોઈ પણ સારો કાયદો કે અનુકૂળ રાજશક્તિ કદી તેમનું રક્ષણ કરી શકનાર નથી. એમને જોતાંવેંત જ સૌ

કોઈની જીભે પાણી વછૂટશે. આવી રીતે દેશના મોટા ભાગના લોકોને જમીનદાર, મહાજન, પોલીસ, વકીલ, અદાલતના કારકુન, જેને ફાવે તે, અનાયાસે મારી જાય અને મારી શકે, તો દેશના લોકોને માણસ થવાનું શીખવ્યા વિના રાજા થવાનું શી રીતે શીખવીશું?

છેવટે, હમણાં આપણા દેશના જે દૃઢ નિષ્ઠાવાળા યુવકો બધાં સંકટોની ઉપેક્ષા કરીને પણ સ્વદેશહિતને માટે સ્વેચ્છાથી વ્રત લે છે તેમને આજે આ સભાસ્થળે આખો બંગાળ દેશ આશીર્વાદ આપે છે! રક્તવર્ણ અરુણોદયને સમયે તમે જ સૌ પહેલા જાગ્યા છો અને તમે જ અનેક દ્વંદ્વોના આઘાત-પ્રત્યાઘાત અને અનેક દુઃખો વેઠ્યાં છે. તમારા તે પૌરુષનું ઉદ્બોધન એ કેવળ વજ્રના ટંકારની જેમ ગાજ્યું છે એટલું જ નહિ, પણ આજે કરુણા વરસાવીને તેણે તૃષાતુર દેશમાં પ્રેમના મેઘ પણ આણ્યા છે. સઘળાએ જેની ઉપેક્ષા કરી છે, અપમાનથી જેઓ ટેવાઈ ગયા છે, જેમને સગવડ આપવા કોઈએ કદી જરા પણ માર્ગ છોડ્યો નથી, ઘર બહાર જેઓ કોઈની પણ પાસે મદદની આશા રાખતાં પણ શીખ્યા નથી તેઓ આજે તમારે પ્રતાપે દેશના લોકોને ભાઈ કહેતાં શીખ્યા છે. તમારી શક્તિ આજે પ્રીતિમાં વિકાસ પામી છે, એટલે પથ્થરો પણ પીગળશે અને ભગવાન હવે આપણા પ્રત્યે અપ્રસન્ન નહિ રહે. તમોએ ભગીરથની માફક તપસ્યા કરીને રુદ્રદેવની જટામાંથી આજે પ્રેમગંગા ઉતારી આણી છે; એના પ્રબળ પુણ્યસ્રોતને ઇન્દ્રનો ઐરાવત પણ ખાળી શકશે નહિ, અને એના સ્પર્શમાત્રથી જ પૂર્વજોના ભસ્મરાશિ સજીવન થઈ જશે. હે તરુણ તેજથી ઉદ્દીપ્ત, ભારતવિધાતાના પ્રેમદૂતો, આજે હું તમારો

જયજયકાર પુકારીને એમ જાહેર કરું છું કે, દેશમાં આ અર્ધોદય યોગ માત્ર એક દિવસ પૂરતો જ નથી. દેશનાં અનાથ, અસહાય માણસો આજે ભૂખ્યાં રહે છે, પીડાય છે, અને ડરતાં ફરે છે તે કાંઈ કોઈ એક જ ઠેકાણે કે એક જ કારણે નથી, અને તેઓને માત્ર તમારી જ શક્તિથી બચાવી શકશો એવી અતિ મોટી આશા પણ સેવશો નહિ.

તમારામાંનો દરેક, જ્યાં અને ત્યાં, એક એક ગામનો ભાર લઈને, ત્યાં જઈ રહે. ગામડાંઓને વ્યવસ્થિત બનાવો, કેળવણી આપો, ખેતીવિજ્ઞાન અને ગામમાં વપરાતી વસ્તુને વિષે નવા જ પ્રયાસો શરૂ કરો. ગામવાસીઓનાં ઘર સ્વચ્છ, નીરોગી અને સુંદર બને એવો ઉત્સાહ તેઓમાં પ્રેરો અને તેઓ પોતે ભેગા થઈને ગામનાં બધાં કામો કરે એવી રીત શોધી કાઢો! આ કામમાં કીર્તિની આશા રાખશો નહિ; એટલું જ નહિ પણ ગામવાસીઓ પાસેથી કૃતજ્ઞતાને બદલે વિઘ્નો અને અવિશ્વાસ જ પામવા તૈયાર રહેજો. એમાં કોઈ જાતની ઉત્તેજના નથી, કોઈ પ્રકારનો વિરોધ નથી, કોઈ પ્રકારની જાહેરાત નથી, કેવળ ધૈર્ય અને પ્રેમપૂર્વક એકાંતમાં તપસ્યા કરવાની છે. મનમાં આ એક જ પ્રતિજ્ઞા રાખજો કે, દેશમાં જે જે દુઃખી હોય તેમના દુઃખમાં ભાગ પડાવી તે દુઃખના મૂલગત ઉપાય કરવામાં જ અમે આખું જીવન અર્પણ કરીશું.

બંગાળની પ્રાંતિક પરિષદ જો બંગાળના પ્રત્યેક જિલ્લામાં આવી જિલ્લાસભાઓ સ્થાપીને તેને પોષવાનો ભાર માથે લે, એ જિલ્લાસભાઓ કસ્બાઓ અને ગામડાંઓમાં પોતાની ફળ અને છાયા દેનારી શાખાપ્રશાખાઓને વિસ્તારે, તો જ સ્વદેશ પ્રત્યે આપણો સાચો અધિકાર જન્મશે અને સ્વદેશના પ્રત્યેક

અંગમાંથી જુદી જુદી નાડીઓ દ્વારા જીવનસંચાર થવાથી, મહાસભા એ દેશના ધબકતા હૃદય જેવી બની રહેશે.

દેશનાં બધાંય કાર્યો જે લક્ષ્યને ધ્યાનમાં રાખીને ચાલવાં જોઈએ તેનાં જ કેટલાંક મૂળતત્ત્વોનો મેં નિર્દેશ માત્ર કર્યો છે. એ તત્ત્વો નીચે પ્રમાણે છે :

પહેલું, ચાલુ જમાનાની પ્રકૃતિ સાથે આપણા દેશની સ્થિતિનું સામંજસ્ય ન જાળવી શકીએ તો આપણો નાશ થવાનો છે. ચાલુ જમાનાની તે પ્રકૃતિ એટલે ભેગા થવું, વ્યવસ્થિત થવું, 'organization'. બધા મોટા ગુણો હોવા છતાં વ્યવસ્થાશક્તિ આગળ સમૂહ આજે કદી ટકી શકે એમ નથી. એટલે ગામડે ગામડે આપણામાં જે અવ્યવસ્થા, જે મૃત્યુલક્ષણ દેખા દઈ રહ્યાં છે તેમને, ગામોને સત્વર વ્યવસ્થિત બનાવી, અટકાવવાં જોઈએ.

બીજું, આપણી ચેતના પ્રજાશરીરનાં સર્વ અંગોમાં પહોંચતી નથી. તે જ કારણે સ્વાભાવિક રીતે જ આપણા બધા પુરુષાર્થો એક જગ્યાએ પુષ્ટ થાય છે અને બીજી જગ્યાએ ક્ષીણ બને છે. જનસમાજ અને શિક્ષિતવર્ગ વચ્ચે અનેક પ્રકારે વિચ્છેદ થવાને લીધે પ્રજામાં સાચી એકતા અનુભવી શકાતી નથી.

આ સાચી એકતા કદી પણ કેવળ ઉપદેશ કે ચર્ચાથી સાધી શકાય જ નહિ. શિક્ષિતવર્ગ પોતાના કાર્યને અને પુરુષાર્થને સમાજમાં વિસ્તારે તો જ આપણું અંતરનું ઐક્ય થવાનું છે.

સામાન્ય પ્રજાવર્ગને એકત્ર કરીને એક વિરાટ કાર્ય-વ્યવસ્થા ઊભી કરવાનું કામ, શિક્ષિતસમાજ જો આપસમાં

વિરોધ ઊભા કરે, તો બની શકવાનું નથી. મતભેદ તો આપણામાં છે જ, રહેવાના જ અને રહે એ જ શ્રેયસ્કર છે. પરંતુ દૂરની વાતને દૂર રાખીને અને ચર્ચાની વાતને ચર્ચાપરિષદમાં રહેવા દઈને, આખા દેશને વિનાશ અને વિચ્છેદના જડબામાંથી બચાવવાને માટે જુદા જુદા મતના લોકોએ આજે, અત્યારે જ, એક કર્મના દુર્ગમ પથ પર જ ભેગા યાત્રા કરવી જોઈશે. એ સંબંધે મતભેદ હોઈ જ ન શકે. જો હોય તો સમજવું કે, દેશની જે ભયંકર દશા થઈ છે તે આપણે આંખ ઉઘાડીને જોતા નથી અથવા એ ભયંકર દશાનું સૌથી ખરાબમાં ખરાબ લક્ષણ જે નિરાશાજનિત ઉદાસીનતા છે તે આપણને પણ રોગની માફક વળગ્યું છે.

બંધુઓ, જગતનાં જે બધાં વિરાટ કાર્યક્ષેત્રોમાં માનવ-જાતિએ પોતાના મહત્તમ સ્વરૂપને પરમ દુઃખ અને ત્યાગ દ્વારા પ્રકટ કર્યું છે, તે ઉદાર ખુલ્લી ભૂમિમાં જ આજે આપણા ચિત્તને સ્થાપન કરીશું. જે બધા મહાપુરુષોએ દીર્ઘ કાળની કઠોર સાધના દ્વારા સ્વજાતિને સિદ્ધિને માર્ગે ઊંચી ચડાવી છે, તેમને જ આજે આપણાં મનશ્ચક્ષુ સન્મુખ રાખીને પ્રણામ કરીએ. તો જ આજે જે મોટી સભામાં સમગ્ર બંગાળ દેશની આકાંક્ષા પોતાની સફળતાને માટે દેશના લોકોનાં મોં તરફ તાકી રહી છે તેનું કાર્ય યથાર્થ રીતે પાર પડી શકશે. નહિ તો, સામાન્ય વાતોના કલહમાં ભાન ભૂલતાં કેટલી વાર? નહિ તો, વ્યક્તિગત વિદ્વેષ કદાચ ધ્યેયના માર્ગમાં કાંટા વેરશે, અને પક્ષના અભિમાનને જ ગમે તે ઉપાયે વિજયી બનાવવો, એ જ સ્વદેશનો વિજય છે, એવું માનવાની ભૂલ આપણે કરી બેસીશું.

આપણે એક એક જમાનાના લોકો જમાનો પૂરો થતાં ક્યાંય ચાલ્યા જઈશું. પછી ક્યાં રહેવાનાં છે આપણાં આ બધાં ક્ષુદ્રતા, માન, અભિમાન, તર્ક, વિતર્ક અને વિરોધ? પરંતુ વિધાતાની ગૂઢ પ્રેરણાથી આપણા જીવનનાં કર્મો જરૂર ધીરે ધીરે પડ ઉપર પડ ચઢાવી આકાર આપતાં આપતાં આપણા દેશની ઉન્નતિને સાકાર બનાવશે. આજની દીનતાની શ્રીહીનતામાંથી તે મેઘમુક્ત ઉજ્જવળ ભવિષ્યના અભ્યુદયને અહીં જ આપણી નજર સામે કલ્પો કે જ્યારે આપણા પૌત્રો ગૌરવપૂર્વક કહી શકશે કે, આ બધુંય અમારું છે, આ બધુંય અમે પેદા કરેલું છે, અમારાં ખેતરોને અમે ફળદ્રૂપ બનાવ્યાં છે, જળાશયોને નિર્મળ બનાવ્યાં છે, વાયુને નીરોગી બનાવ્યો છે, વિદ્યાને વિસ્તારી છે અને ચિત્તને નિર્ભય બનાવ્યું છે. તેઓ કહી શકશે કે, અમારો આ પરમ સુંદર દેશ, આ સુજલા સુફલા મલયજશીતલા માતૃભૂમિ, આ જ્ઞાન, ધર્મ અને કર્મ દ્વારા પ્રતિષ્ઠિત વીર્યથી દૃઢ બનેલો રાષ્ટ્રીય સમાજ એ પણ અમારી જ કીર્તિ ગાઈ રહ્યો છે; જ્યાં નજર નાખીએ છીએ ત્યાં બધું જ અમારી જ વિચારશકિત, પુરુષાર્થ અને પ્રાણ દ્વારા પરિપૂર્ણ, આનંદગીતોથી ગાજતું અને નવા નવા આશામાર્ગના યાત્રાળુઓનાં અકલાંત પગલાંથી ધણધણતું જોવામાં આવે છે.

૪

# પૂર્વ અને પશ્ચિમ

[ઈ. સ. ૧૯૦૯-૧૦માં લખાયેલું]

ભારતવર્ષનો ઇતિહાસ એ કયા લોકોનો ઇતિહાસ છે?

એક સમયે જે શ્વેતકાય આર્યોએ પ્રકૃતિ અને મનુષ્યકૃત સર્વે દુરુહ વિઘ્નોને ભેદીને ભારતવર્ષમાં પ્રવેશ કર્યો હતો, તથા જે અંધકારમય વિસ્તીર્ણ અરણ્ય આ વિશાળ દેશને ઢાંકી દઈને પૂર્વથી પશ્ચિમ સુધી ફેલાયેલું હતું તેને જેમણે એક પડદાની માફક ખસેડી દઈને ફળ અને ધાન્યથી વિચિત્ર, પ્રકાશમય, ખુલ્લી રંગભૂમિ બનાવી દીધી હતી, તેમની બુદ્ધિ, શક્તિ અને સાધનાએ એક સમયે આ ઇતિહાસનો પાયો રચ્યો હતો. પરંતુ તેઓ એમ નહોતા કહી શક્યા કે ભારતવર્ષ અમારો જ ભારતવર્ષ છે.

આર્યો અનાર્યો સાથે ભળી ગયા હતા. પહેલાના યુગમાં જ્યારે આર્યોનો પ્રભાવ અક્ષુણ્ણ હતો ત્યારે પણ અનાર્ય શૂદ્રની સાથે તેઓ પ્રતિલોમ વિવાહ કરતા હતા. ત્યાર પછી બુદ્ધયુગમાં એ મિશ્રણ વધુ સહેલું થઈ ગયું હતું. એ યુગને અંતે જ્યારે હિંદુ સમાજ પોતાના વાડાઓની મરામત કરવા તૈયાર થયો અને તેણે ખૂબ સખત પથ્થરો વડે પોતાની દીવાલ પાકી બાંધવાને ઇચ્છયું, ત્યારે દેશમાં અનેક ઠેકાણે એવી અવ્યવસ્થા થઈ ગઈ હતી કે ક્રિયાકર્મ પાલન કરવાને માટે

વિશુદ્ધ બ્રાહ્મણ શોધ્યો મળવો મુશ્કેલ થઈ પડ્યો હતો ! ઘણે ઠેકાણે તો બીજા દેશોમાંથી બ્રાહ્મણોને બોલાવી લાવવા પડ્યા હતા, અને ઘણે ઠેકાણે રાજાની આજ્ઞાથી જનોઈ પહેરાવીને બ્રાહ્મણ બનાવવા પડ્યા હતા, એ વાત જાહેર છે. વર્ણની જે શુભ્રતાને લીધે એક સમયે આર્યો ગૌરવ માનતા હતા તે પણ મલિન થઈ ગઈ હતી અને આર્યોએ શૂદ્રોની સાથે ભળી જઈને તેમના વિવિધ આચાર અને ધર્મ, દેવતા અને પૂજા-પ્રણાલીનો સ્વીકાર કરીને, તેમને સમાજમાં દાખલ કરીને, હિંદુ સમાજ નામનો એક સમાજ રચ્યો હતો. વૈદિક સમાજની સાથે તેને સામ્ય નહોતું એટલું જ નહિ પણ અનેક વિરોધો પણ હતા.

ભૂતકાળના એ પર્વ આગળ જ શું ભારતવર્ષના ઇતિહાસે પૂર્ણવિરામ મૂક્યું છે ? વિધાતાએ શું તેને એવું કહેવા દીધું છે કે ભારતવર્ષનો ઇતિહાસ એ હિન્દુઓનો ઇતિહાસ છે ? હિન્દુ ભારતવર્ષમાં જ્યારે રજપૂત રાજાઓ પરસ્પર મારામારી કાપાકાપી કરીને વીરત્વનું આત્મઘાતી અભિમાન ફેલાવતા હતા, તે સમયે ભારતવર્ષની તે ફાટફૂટની ફાટમાં થઈને મુસલમાનોએ આ દેશમાં પ્રવેશ કર્યો. તેઓ ચારે બાજૂએ ફેલાઈ ગયા, અને પેઢી દર પેઢી અહીં જ જન્મીને અને મરણ પામીને તેમણે આ દેશની ભૂમિને પોતાની કરી લીધી.

જો અહીં જ અટકી જઈને કહીએ કે બસ, હવે નહિ —તો ભારતવર્ષના ઇતિહાસને આપણે હિન્દુમુસલમાનનો જ ઇતિહાસ બનાવી દઈ શું. તો વિશ્વકર્મા માનવસમાજને સંકુચિત કેન્દ્રમાંથી ધીમે ધીમે વિશાળ વર્તુળ તરફ લઈ જઈ રહ્યા છે તે શું પોતાની યોજના બદલીને આપણા અહંકારને સાર્થક કરશે ?

ભારતવર્ષ મારો થશે કે તમારો થશે, હિંદુનો થશે કે મુસલમાનનો થશે, કે બીજી કોઈ જાતિ આવીને અહીં અમલ ભોગવશે, તે વાત જ વિધાતાને મન સૌથી મહત્ત્વની છે, એવું કંઈ નથી. તેમની અદાલતમાં જુદા જુદા પક્ષના વકીલ જુદા જુદા પક્ષની દરખાસ્ત સંબંધે લડાઈ કરી રહ્યા છે. આખરે એક દિવસે મુકદ્દમો પૂરો થતાં હિંદુ કે મુસલમાન કે અંગ્રેજ કે બીજી કોઈ જાતિ છેલ્લું હુકમનામું મેળવીને ઝંડો રોપી બેસી જશે એ વાત સાચી નથી. આપણે માનીએ છીએ કે જગતમાં સ્વત્વની લડાઈ ચાલે છે, એ આપણો અહંકાર સૂચવે છે; લડાઈ જે છે તે તો સત્યની છે.

જે સહુ કરતાં શ્રેષ્ઠ છે, જે સહુ કરતાં પૂર્ણ છે, જે ચરમ સત્ય છે, તેને તો સૌની સાથે સંબંધ છે; અને તે જ અનેક આઘાત-સંઘાતોમાં થઈને ધીમે ધીમે અસ્તિત્વમાં આવી રહ્યું છે; આપણે સંપૂર્ણ ઇચ્છાપૂર્વક તેને જ જેટલે અંશે આગળ ધપાવવાનો પ્રયત્ન કરીશું તેટલે અંશે જ આપણો પ્રયત્ન સાર્થક થશે. વ્યક્તિ તરીકે હો કે પ્રજા તરીકે હો, પણ પોતાનો જ વિજય વર્તાવવાના પ્રયત્નનું વિશ્વરચનામાં કંઈ જ મહત્ત્વ નથી. ગ્રીસની જયપતાકા એલેકઝાંડર દ્વારા આખી પૃથ્વીને એકછત્ર કરી શકી નહિ, તેમાં ગ્રીસનો દંભ જ નિષ્ફળ ગયો છે. પૃથ્વીમાં આજે એ દંભનું શું મૂલ્ય છે? બર્બર લોકો સાથેની અથડામણમાં રોમની વિશ્વસામ્રાજ્યની સામગ્રીના ભૂકેભૂકા ઊડી ગયા અને આખા યુરોપમાં વીખરાઈ ગયા, તેથી રોમનોનો અહંકાર અસંપૂર્ણ રહ્યો; પણ તે નુકસાનને માટે આજે જગતમાં કોણ વિલાપ કરનાર છે? ગ્રીસે અને રોમે મહાકાળની સોનાની નાવડીમાં પોતાનો પરિપક્વ

ફાલ બધો જ ભરી દીધો છે; પરંતુ તેઓ પોતે પણ તે જ નાવડીમાં જગ્યા લઈ આજ સુધી અહીં બેસી રહ્યા નથી, તેથી કાળનો નકામો બોજો જ ઓછો થયો છે, કંઈ નુકસાન થયું નથી.

ભારતવર્ષમાં પણ જે ઇતિહાસ ઘડાતો આવે છે તે ઇતિહાસનું છેવટનું તાત્પર્ય એ નથી કે, આ દેશમાં હિન્દુઓ જ મોટા થાય અથવા બીજા કોઈ મોટાં થાય. ભારતવર્ષમાં માનવજાતિનો ઇતિહાસ અમુક વિશેષ સાર્થકતાનું રૂપ ધારણ કરશે, પરિપૂર્ણતાને અમુક અપૂર્વ સ્વરૂપ આપી તેને સમસ્ત માનવજાતિની સામગ્રી બનાવી દેશે: એથી ક્ષુદ્ર એવો બીજો કોઈ પણ હેતુ ભારતવર્ષના ઇતિહાસમાં નથી. એ પરિપૂર્ણતાની પ્રતિમા ઘડવામાં હિંદુ, મુસલમાન કે અંગ્રેજ જો પોતાના આજના વિશેષ સ્વરૂપનો બિલકુલ લોપ કરી નાખે, તો તેથી સ્વજાતિવિષયક અભિમાનનું કમોતે મૃત્યુ થાય, પરંતુ સત્ય કે મંગળને આંચ ન આવે.

આપણે બૃહત્ ભારતવર્ષની રચનામાં સાથ દેવાને જન્મ્યા છીએ. આપણે સાધન માત્ર છીએ, પરંતુ સાધન જ જો એવું કહીને બળવો જાહેર કરે કે અમે જ ચરમ વસ્તુ છીએ, અમે સમગ્રની સાથે ભળીશું નહિ, અમે જુદા જ રહીશું, તો તો બધું જ વ્યર્થ જાય. વિરાટ રચનાની સાથે જે ખંડ-સામગ્રી કેમે કરી ભળે જ નહિ, જે એમ કહે કે હું જ ટકવા માગું છું, તે કોક દિવસ બાદ રહી જવાની. જે એમ કહે કે, હું પોતે કશું જ નથી, જે સમગ્ર વસ્તુ રચાય છે તેને માટે હું સંપૂર્ણપણે અર્પાઈ ચૂકી છું, તે જ ક્ષુદ્રતાને ત્યાગી બૃહતમાં સચવાઈ રહેશે. ભારતવર્ષનો પણ જે અંશ સમગ્રની સાથે

મળવા નહિ ચાહતો હોય, જે કોઈ અમુક ભૂતકાળના અંતરાળમાં ઢંકાઈ રહી બીજા બધાથી જુદો રહેવા ચાહતો હોય, જે પોતાની ચારેકોર કેવળ બાધાઓ ઊભી કરતો હોય, તેના ઉપર ભારતના ઇતિહાસના વિધાતાપુરુષ આઘાત ઉપર આઘાત કરી, પરમ દુઃખમાં તેને સૌની સાથે સમાપ્ત કરી નાખશે અથવા તેને અનાવશ્યક અડચણરૂપ માની એકદમ છોડી દેશે. કારણ, ભારતવર્ષનો ઇતિહાસ એ કેવળ આપણો જ ઇતિહાસ નથી, આપણને જ ભારતવર્ષના ઇતિહાસને માટે વિધાતાએ ભેગા કરેલા છે. આપણે પોતાની જાતને જો એને યોગ્ય ન બનાવીએ તો આપણો જ નાશ થશે. અમે તો બધી રીતે બધાનો સંબંધ ટાળી અતિશય વિશુદ્ધ ભાવે જુદા જ રહીશું એમ કહેવામાં જો આપણે ગૌરવ માનીએ, અને એ ગૌરવને જ વંશપરંપરાથી કાયમ રાખવાનો ભાર આપણા ઇતિહાસે માથે લીધો છે એમ જો માનીએ, આપણો ધર્મ કેવળ આપણો જ છે, આપણા આચાર વિશેષતઃ આપણા જ છે, આપણા પૂજાક્ષેત્રમાં બીજા કોઈ પગ ન મૂકે, આપણું જ્ઞાન કેવળ આપણા જ લોઢાના પેટારામાં પુરાઈ રહેશે એમ જો માનીએ, તો અજાણતાં આપણે એવું જ કહીએ છીએ કે, વિશ્વસમાજમાં આપણને મોતની સજા થઈ છે, અને અત્યારે પોતે જ રચેલા કારાગારમાં તેની જ રાહ જોઈ રહ્યા છીએ.

હાલમાં પશ્ચિમમાંથી અંગ્રેજોએ આવીને ભારતવર્ષના ઇતિહાસમાં મુખ્ય સ્થાન કબજે કર્યું છે. એ બનાવ વણનોતર્યો કે આકસ્મિક નથી. પશ્ચિમના સંબંધથી વંચિત રહ્યો હોત તો ભારતવર્ષ સંપૂર્ણતાથી વંચિત હોત. યુરોપના દીપને મુખે હજી શિખા બળે છે; તે શિખામાંથી આપણો દીપ પેટાવી

લઈને આપણે કાળને માર્ગે ફરી એક વાર પ્રસ્થાન કરી બહાર પડવું પડશે. વિશ્વજગતમાં આપણે જે કાંઈ પ્રાપ્ત કરી શકીએ તે બધુંય આપણા પિતામહોએ ત્રણ હજાર વર્ષ પૂર્વે ભેગું કરી કામ પતાવી દીધું છે, એવું કહેવા જેટલા આપણે હતભાગ્ય નથી અને જગત એટલું દરિદ્ર નથી; આપણે જે કાંઈ કરી શકીએ એમ છીએ તે આપણા પહેલાં જ થઈ ગયું છે એ વાત જો સાચી હોય, તો જગતના કર્મક્ષેત્રમાં આપણી બિલકુલ જરૂર રહેશે નહિ; અને એમ પૃથ્વીને ભારરૂપ બનીને રહી ન શકાય. જેઓ પોતાને વડવાઓમાં જ સંપૂર્ણ રીતે સમાપ્ત થયેલા માને અને સર્વ માન્યતામાં અને આચારોમાં આધુનિકના સંસર્ગથી પોતાને દૂર રાખવાનો પ્રયત્ન કરે, તેઓ પોતે જ કયા વર્તમાનની પ્રેરણાથી કે કયા ભવિષ્યની આશાથી જીવન ધારણ કરશે? પૃથ્વીમાં આપણું પણ પ્રયોજન છે. તે પ્રયોજન આપણી પોતાની ક્ષુદ્રતામાં જ બંધાયેલું નથી. તે તો સમસ્ત માનવજાતિની સાથે જ્ઞાન, પ્રેમ અને કર્મના વિવિધ અને વધતા જતા સંબંધ દ્વારા, વિવિધ શોધો દ્વારા અને પ્રેરણા દ્વારા જાગ્રત રહેશે અને આપણને જાગ્રત બનાવશે. આપણામાં એ જ ઉદ્યમનો સંચાર કરવાને માટે અંગ્રેજો જગતના યજ્ઞેશ્વરના દૂતની પેઠે જીર્ણ દ્વારોને ભાંગીને આપણાં ઘરમાં દાખલ થયા છે. તેઓનું આગમન જ્યાં સુધી સફળ ન થાય, જગતયજ્ઞના નિમંત્રણમાં તેમની સાથે જ્યાં સુધી આપણે જઈ ન શકીએ, ત્યાં સુધી તેઓ આપણને પીડા દીધા કરશે, આપણને સુખે ઊંઘવા નહિ દે.

અંગ્રેજોનું આહ્વાન જ્યાં સુધી આપણે ન સ્વીકારીએ, તેઓ સાથેનું આપણું મિલન જ્યાં સુધી સાર્થક ન થાય, ત્યાં

સુધી તેઓને બળપૂર્વક વિદાય કરવાની શક્તિ આપણામાં નથી. જે ભારતવર્ષ ભૂતકાળમાં અંકુરિત થઈને ભવિષ્ય તરફ ફણગે ફાલે છે, તે જ ભારતને માટે પ્રેરાઈને અંગ્રેજો આવ્યા છે. તે ભારતવર્ષ સમસ્ત મનુષ્યજાતિનું ભારતવર્ષ છે — આપણે તે ભારતવર્ષમાંથી સમય પાકયા પહેલાં અંગ્રેજોને હાંકી કાઢીએ એવો તે આપણને શો અધિકાર છે? બૃહત્ ભારતવર્ષને ને આપણને શો સંબંધ? એ શું આપણું એકલાનું ભારતવર્ષ છે? એ આપણે તે કોણ? એ તે બંગાળી કે મરાઠી, કે પંજાબી; કે હિન્દુ કે મુસલમાન? એક વખતે જેઓ સંપૂર્ણ સત્ય રીતે કહી શકશે કે અમો જ ભારતવર્ષ છીએ, અમો જ ભારતવાસી છીએ — એ અખંડ, વિરાટ 'અમો'માં ભલે ગમે તે ભળે, તેમાં હિંદુ, મુસલમાન, અંગ્રેજ અથવા બીજા પણ ગમે તે આવીને ભલેને એક થઈ જાય — તેઓને જ હુકમ કરવાનો અધિકાર મળશે કે અહીં કોણ રહેશે અને કોણ નહિ.

અંગ્રેજો સાથેનો આપણો મેળાપ સફળ તો કરવો જ જોઈએ. બૃહત્ ભારતવર્ષ રચવાના કામમાં એ ભાર આજે આપણે માથે આવ્યો છે. 'અમો તો વિમુખ જ રહીશું, અલગ થઈ જઈશું, કંઈ જ લઈશું નહિ,' એવું કહીને આપણે કાળના લેખને મિથ્યા કરી શકવાના નથી, ભારતના ઇતિહાસને દરિદ્ર કરી શકવાના નથી.

આધુનિક સમયના મોટામાં મોટા વિચારકોએ પશ્ચિમની સાથે પૂર્વનો સમન્વય કરવામાં જ જીવન વ્યતીત કર્યું છે. તેનું મુખ્ય દૃષ્ટાંત રામમોહનરાય છે. મનુષ્યત્વના પાયા ઉપર ભારતવર્ષને સમસ્ત જગત સાથે એક કરવા એક દિવસ તેઓ

એકલા ખડા થયા હતા. કોઈ પણ પ્રથા, કોઈ પણ સંસ્કાર તેમની દૃષ્ટિને રોકી શક્યાં ન હતાં. આશ્ચર્યજનક ઉદાર હૃદય અને ઉદાર બુદ્ધિ દ્વારા તેઓ પૂર્વનો ત્યાગ કર્યા વિના પશ્ચિમને ગ્રહણ કરી શક્યા હતા. તેઓ એકલા જ બધીય દિશામાં નવીન બંગાળનો પાયો નાંખી ગયા હતા. એ જ રીતે તેમણે જ સ્વદેશના લોકોનો સઘળો વિરોધ વેઠી લઈને આપણા જ્ઞાન અને કર્મના ક્ષેત્રને પૂર્વથી પશ્ચિમ તરફ વિશાળ કરી દીધું છે, આપણને માનવના ચિરંતન અધિકાર અને સત્યનો અબાધિત અધિકાર આપ્યા છે;—આપણને જણાવ્યું છે કે આપણે સમસ્ત જગતના છીએ, આપણે જ માટે બુદ્ધ, ક્રાઇસ્ટ અને મહમ્મદે જીવન ધારણ કર્યું હતું અને અર્પણ કર્યું હતું. ભારતવર્ષના ઋષિઓની સાધનાનું ફળ આપણુ દરેકને માટે જ સંચિત થયું છે, પૃથ્વીના ગમે તે દેશમાં ગમે તેણે જ્ઞાનની બાધા દૂર કરી હોય, જડતાની શૃંખલા દૂર કરી માણસની આ બદ્ધ શક્તિને મુક્ત કરી હોય તે આપણા પોતાના છે, તેમને લીધે આપણે દરેક ધન્ય છીએ. રામમોહનરાયે ભારતવર્ષના ચિત્તને સંકુચિત કર્યું નથી કે વાડથી વીંટી લીધું નથી, તેને દેશ અને કાળમાં પ્રસાર્યું છે. ભારતવર્ષ અને યુરોપની વચ્ચે તેમણે પુલ બાંધ્યો છે, એ જ કારણથી ભારતવર્ષના સર્જનકાર્યમાં આજે પણ તેઓ શક્તિરૂપે વિરાજે છે. કોઈ અંધ સંસ્કાર કે કોઈ ક્ષુદ્ર અહંકારને વશ થઈને તેમણે મહાકાલના અભિપ્રાય વિરુદ્ધ મૂઢની માફક બળવો કર્યો નથી; જે અભિપ્રાય કેવળ ભૂતકાળમાં જ પૂરો થઈ ગયો ન હોય, જે ભવિષ્ય તરફ પ્રયાણ કરતો હોય, તેની જ જયપતાકા તેમણે બધાં વિઘ્નોની સામે થઈને વીરની માફક ઊંચકી છે.

દક્ષિણ હિન્દમાં રાનડેએ પૂર્વ અને પશ્ચિમ વચ્ચે પુલ બાંધવાના કામમાં જીવન ગાળ્યું છે. માણસને એક કરે, સમાજને ઘડે, અસામંજસ્યને દૂર કરે, જ્ઞાન, પ્રેમ અને ઇચ્છાશકિતની બાધાઓને હઠાવે એવી સૃજનશકિત, એવું મિલનતત્ત્વ રાનડેના સ્વભાવમાં હતું. એ જ કારણે, ભારતવાસી અને અંગ્રેજની વચ્ચે જાત જાતના વ્યવહારવિરોધ અને સ્વાર્થસંઘાત હોવા છતાં, તેઓ બધા તાત્કાળિક ક્ષોભ અને ક્ષુદ્રતાની પાર જઈ શકયા હતા. ભારતના ઇતિહાસનું જે ઉપકરણ અંગ્રેજોમાં રહેલું છે તે ગ્રહણ કરવાનો માર્ગ જેથી મોકળો થાય, ભારતવર્ષની સંપૂર્ણતા સાધવામાં જેથી કોઈ પ્રકારની અડચણ ન આવે એવા ઉપાય શોધવામાં જ તેમનું વિશાળ હૃદય અને ઉદાર બુદ્ધિ સદા ગૂંથાયેલાં હતાં.

થોડા દિવસ પહેલાં જ બંગાળમાં જે મહાત્માનું મૃત્યુ નીપજ્યું છે તે વિવેકાનંદ પૂર્વ અને પશ્ચિમને ડાબા જમણી રાખીને વચ્ચે ઊભા રહી શકયા હતા. ભારતવર્ષના ઇતિહાસમાં પશ્ચિમનો અસ્વીકાર કરી ભારતવર્ષને સંકુચિત સંસ્કારમાં હંમેશાં જકડી રાખવાનો તેમના જીવનનો ઉપદેશ ન હતો. ગ્રહણ કરવાની, મિલન કરવાની, સૃજન કરવાની જ તેમની પ્રતિભા હતી. તેમણે ભારતવર્ષની સાધનાને પશ્ચિમને દેવાનો અને પશ્ચિમની સાધનાને ભારતવર્ષમાં લેવાનો માર્ગ ખુલ્લો કરવાને માટે પોતાનું જીવન અર્પ્યું હતું.

એક દિવસ બંકિમચંદ્રે ' બંગદર્શન 'માં જ્યારે એકાએક પૂર્વ અને પશ્ચિમના મિલનયજ્ઞનું આહ્વાન કર્યું તે દિવસથી બંગાળી સાહિત્યમાં અમરતાનું આહ્વાન થયું. તે જ દિવસથી બંગાળી સાહિત્ય મહાકાળના અભિપ્રેત કાર્યમાં સહાયરૂપ બની

સાર્થકતાને માર્ગે ઊભું. બંગાળી સાહિત્ય જોતજોતામાં આમ વૃદ્ધિ પામી રહ્યું છે, તેનું કારણ એ છે કે, વિશ્વસાહિત્ય સાથેના તેના ઐક્યના માર્ગમાં મુશ્કેલીરૂપ થાય એવાં બધાં કૃત્રિમ બંધનો એણે તોડી નાખ્યાં છે. એ ક્રમશઃ એવી રીતે ઘડાતું આવ્યું છે કે, પશ્ચિમનાં જ્ઞાન અને ભાવને એ સહજ રીતે અપનાવી–સ્વીકારી શકે છે. બંકિમે જે રચ્યું છે તેને લીધે જ તેઓ મોટા થયા છે એવું નથી; બંગાળી સાહિત્યમાં પૂર્વ અને પશ્ચિમની આપલેનો રાજમાર્ગ તેઓ જ પ્રતિભાને બળે સારી રીતે ખુલ્લો કરી શકયા હતા. આ મિલનતત્ત્વે બંગાળી સાહિત્યમાં પ્રતિષ્ઠિત થઈને તેની સર્જનશક્તિને જાગ્રત કરી છે.

એ રીતે આપણે ગમે તે દિશામાંથી જોઈશું તો જણાશે કે, ભારતવર્ષમાં જેમનામાં માનવ મહત્તા પ્રકટ થઈ છે, જેમણે નવો યુગ પ્રવર્તાવ્યો છે, તેમના સ્વભાવમાં એવી એક સ્વાભાવિક ઉદારતા હતી જેથી પૂર્વ અને પશ્ચિમ તેમના જીવનમાં સરખી રીતે સફળતા પામી શકે.

શિક્ષિત વર્ગમાંના ઘણા આજે એમ માને છે કે, ભારતવર્ષમાં આપણે જુદી જુદી જાતના લોકો એક થવાનો પ્રયત્ન કરીએ છીએ તેનો ઉદ્દેશ રાજકીય શક્તિ મેળવવાનો છે. એમ કરવાથી આપણે એ વસ્તુનું મહત્ત્વ ઘટાડી નાખીએ છીએ. ભારતવર્ષમાં આપણે બધા માણસો એક થઈશું એ બીજા બધા ઉદ્દેશો કરતાં મોટો ઉદ્દેશ છે, કારણ એ જ મનુષ્યત્વ છે. આપણે એક થઈ શકતા નથી એ આપણું પાપ છે. એથી આપણો ધર્મ નષ્ટ થાય છે અને પરિણામે બધું જ નષ્ટ થાય છે. એથી આપણા મનુષ્યત્વના મૂળમાં નૈતિક આઘાત થાય

છે અને પરિણામે આપણી સર્વ પ્રકારની શક્તિ ક્ષીણ બને છે અને જ્યાં ને ત્યાં બાધા પામે છે.

એ ધર્મબુદ્ધિની દૃષ્ટિએ આ એકતાના પ્રયત્નને નિહાળીશું તો જ એ પ્રયત્ન સાર્થક થશે. પરંતુ ધર્મબુદ્ધિ કાંઈ કોઈ પ્રકારના ક્ષુદ્ર અહંકાર કે પ્રયોજન દ્વારા બંધાયેલી નથી. તે બુદ્ધિને અનુસરીશું તો આપણો એક થવાનો પ્રયત્ન કેવળ ભારતવર્ષની જુદી જુદી નાની નાની જાતિઓમાં જ પૂરો થશે એવું નથી, પણ એ પ્રયત્ન તો અંગ્રેજોને પણ ભારતવર્ષના કરી લેવાને માટે સદા પ્રયત્નશીલ રહેશે.

આજકાલ અંગ્રેજોની સાથે ભારતવર્ષના શિક્ષિત વર્ગોનો જ નહિ, પણ અશિક્ષિત જનસમાજનો પણ વિરોધ ઉત્પન્ન થયો છે, તેનું આપણે શું કરીશું ? તેમાં શું કંઈ સત્યાંશ નથી ? શું તે કેટલાંક કાવતરાંબાજોનું કાવતરું જ છે ? ભારતવર્ષના મહાક્ષેત્રમાં જુદી જુદી જાતિઓ અને જુદી જુદી શક્તિઓનો સમાગમ થયો છે, તેના સંઘાત અને સંમેલન દ્વારા ઇતિહાસ રચાઈ રહ્યો છે; આ વિરોધનો વમળ શું તે ઇતિહાસને બિલકુલ પ્રતિકૂળ છે ? એ વિરોધનું તાત્પર્ય શું છે તે આપણે સમજવું જોઈએ.

આપણા દેશના ભક્તિતત્ત્વમાં વિરોધને પણ મિલન-સાધનાનું એક સાધન કહેલું છે. લોકો જાણે છે કે રાવણ ભગવાનની સાથે દુશ્મનાવટ કરીને મુક્તિ પામ્યો હતો. એનો અર્થ એ કે, સત્ય આગળ હારી જઈએ ત્યારે સત્યનો ગાઢ અનુભવ થાય છે, સત્યનો વિરોધ કે સંશય વિના ઝટ ઝટ સ્વીકાર કરીએ તો તે સંપૂર્ણપણે પ્રાપ્ત થતું નથી. એટલા

માટે જ સંદેહ અને પ્રતિવાદની સામે અત્યંત કઠોર ભાવે લડાઈ કર્યા પછી જ વૈજ્ઞાનિક તત્ત્વ પ્રતિષ્ઠા પામે છે.

આપણે એક વાર મુગ્ધ ભાવે, જડ ભાવે યુરોપ આગળ ભિક્ષાવૃત્તિનો સ્વીકાર કર્યો હતો; આપણી વિચારબુદ્ધિ બિલકુલ બહેર મારી ગઈ હતી; એ રીતે કોઈ પણ વસ્તુ યથાર્થ ભાવે મેળવી શકાતી નથી. જ્ઞાન હો કે રાષ્ટ્રીય અધિકાર હો, તેને મહેનતની અપેક્ષા હોય છે. અર્થાત્ વિરોધ અને મુશ્કેલીઓને વટાવીને આત્મશક્તિ દ્વારા મેળવીએ ત્યારે જ તેનો અનુભવ થાય છે, કોઈ આપણા હાથમાં મૂકી દે તેથી કાંઈ તે આપણને હસ્તગત થતાં નથી. જે રીતે સ્વીકારવામાં આપણું અપમાન થતું હોય તે રીતે સ્વીકારવાથી આપણને નુકસાન જ થયા કરે છે.

એ જ કારણે કેટલોક સમય થયાં પાશ્ચાત્ય શિક્ષણ અને ભાવના વિરુદ્ધ આપણા મનમાં એક પ્રકારનો બળવો જાગ્યો છે, એક પ્રકારનું સ્વાભિમાન જન્મ્યું છે અને તે આપણને બળપૂર્વક પોતાની તરફ ખેંચે છે.

મહાકાળના જે અભિપ્રાયની વાત પહેલાં કહી ગયો, તે જ અભિપ્રાયને સિદ્ધ કરવા આ સ્વાભિમાનની પણ જરૂર હતી. આપણે વિચાર કે વિરોધ કર્યા વિના દુર્બળ અને દીન ભાવે જે લે લે કરતા હતા, તેને કસી જોઈ, તેનું મૂલ્ય સમજી લઈ તેને અપનાવી શકતા નહોતા, તે કેવળ બહારની વસ્તુ, પોશાકી વસ્તુ બની જતી હતી, એટલા માટે જ આપણામાં એક પ્રકારની પાછા ફરવાની પ્રેરણા જાગી છે.

રામમોહનરાય પશ્ચિમના ભાવને અપનાવી શક્યા હતા તેનું મુખ્ય કારણ એ કે, પશ્ચિમ તેમના ઉપર ચડી બેઠું ન હતું;

તેમના પોતાનામાં દુર્બળતા નહોતી. તેઓ પોતાના પગ ઉપર ઊભા રહીને બહારની સામગ્રી સ્વીકારતા હતા. ભારતવર્ષનું ઐશ્વર્ય ક્યાં છે તે તેમને અજાણ્યું નહોતું; અને તેને તેમણે અપનાવી લીધું હતું; એથી જ્યાંથી જે કાંઈ મળતું તેનું મૂલ આંકવાનો કાંટો અને ગજ તેમના હાથમાં હતાં, કોઈ પણ વસ્તુનું મૂલ્ય સમજ્યા વિના તેમણે મુગ્ધની માફક પોતાને વેચી મારીને ભિક્ષાપાત્ર ભર્યું નહોતું.

જે શક્તિ નવભારતના અધિનાયકની પ્રકૃતિમાં સ્વાભાવિક રીતે જ હતી, તે જ શક્તિ આપણામાં અનેક આઘાતપ્રત્યાઘાત, ક્રિયાપ્રતિક્રિયાનાં દ્વન્દ્વો દ્વારા વ્યક્ત થવાનો પ્રયત્ન કરી રહી છે. એ જ કારણને લીધે આપણી વૃત્તિ એક વાર આ છેડે તો એક વાર પેલે છેડે પહોંચી જાય છે. પશ્ચિમ પ્રત્યેની એકાંત અભિમુખતા અને એકાંત વિમુખતા આપણી ગતિને આઘાત કરી કરીને આપણને ધ્યેય તરફ લઈ જઈ રહી છે.

આજે અંગ્રેજો અને હિન્દીઓ વચ્ચે જે વિરોધ પેદા થયો છે તેનું એક કારણ આ પ્રતિક્રિયાની અસર છે. અંગ્રેજોનાં જ્ઞાન અને શક્તિ હમેશાં માથું ઝુકાવી સ્વીકારી સ્વીકારીને આપણો અંતરાત્મા પીડાઈ રહ્યો હતો. તે પીડાની માત્રા જણાય નહિ એ રીતે વધતાં વધતાં આજે એકાએક દેશનું અંતઃકરણ પ્રબળ વેગથી વંકાઈ બેઠું છે.

પણ આ એક જ કારણ નથી. ભારતવર્ષના ઘરમાં પશ્ચિમ આવીને ઊભું છે; તેને કોઈ પણ પ્રકારે વ્યર્થ પાછું કાઢી શકવાના નથી, તેને પોતાની શક્તિથી સમજાવી લેવું જોઈશે. આપણામાં જો તે સમજાવી લેવાની શક્તિ ન હોય, તો તેથી કાળના અભિપ્રાયની સાધનામાં અડચણ થશે અને

તે ભારે વિપ્લવ જગાડશે. વળી બીજે પક્ષે પશ્ચિમ જો પોતાને સત્ય રીતે પ્રકટ કરવામાં કચાશ રાખશે તો તેથી પણ વિક્ષોભ જાગશે.

અંગ્રેજો પાસે જે કંઈ ઉત્તમ છે, જે કંઈ સત્ય છે, તેની સાથે જો આપણો સંબંધ ન થાય, અંગ્રેજોનો જો આપણે મુખ્યત્વે કરીને સિપાઈ કે વેપારી તરીકેનો જ પરિચય મેળવીએ અથવા કેવળ રાજતંત્રના ચાલક રૂપે જ તેને ઑફિસમાં યંત્રારૂઢ થયેલ જ જો જોયા કરીએ, જે ક્ષેત્રમાં માણસ માણસની સાથે આત્મીયભાવે મળી જઈ પરસ્પરને અંતરમાં સ્થાન આપી શકે તે ક્ષેત્રમાં જો તેઓની સાથે આપણો સંપર્ક ન રહે, જો આપણે જુદા પડી દૂરના દૂર જ રહીએ, તો આપણે બન્ને પરસ્પરને ભારે નિરાનંદના વિષય થઈ પડીશું. એવી સ્થિતિમાં પ્રબળ પક્ષ રાજદ્રોહનો કાયદો કરીને દુર્બળ પક્ષના અસંતોષને લોઢાની જંજીરોથી જકડવાનો પ્રયત્ન કરે એ ખરું, પણ એથી તો અસંતોષ જકડાઈ રહેશે એટલું જ, દૂર નહિ થાય. અને છતાં એ અસંતોષ કેવળ એક પક્ષે જ નથી. અંગ્રેજો પણ ભારતવાસીઓના અસ્તિત્વને ક્લેશકર માની હમેશાં તેમને દૂર રાખવા જ પ્રયત્ન કરશે. એક વખતે ડેવિડ હેર જેવા મહાત્મા આપણા ગાઢ પરિચયમાં આવીને અંગ્રેજ ચરિત્રનું મહત્ત્વ આપણા હૃદય આગળ પ્રકટ કરી શક્યા હતા. તે વખતના વિદ્યાર્થીઓએ સાચે જ અંગ્રેજોને પોતાનું હૃદય સમર્પણ કર્યું હતું. આજકાલ અંગ્રેજ અધ્યાપકો પોતાની જાતિનું જે કાંઈ શ્રેષ્ઠ છે તે આપણી આગળ પ્રકટ કરી શકતા નથી, એટલું જ નહિ પણ તેઓ અંગ્રેજ આદર્શને આપણા આગળ હલકો પાડી બાળપણથી

જ આપણાં મનને અંગ્રેજોથી વિમુખ બનાવી દે છે. તેનું પરિણામ એ આવ્યું છે કે, પહેલાંના વિદ્યાર્થીઓ અંગ્રેજોનું સાહિત્ય, અંગ્રેજોનું શિક્ષણ જેમ પૂરેપૂરું મન દઈને ગ્રહણ કરતા હતા, તેમ આજના વિદ્યાર્થીઓ કરતા નથી. એ લેશ જ્ઞાન ગળી જાય છે, તેનો રસ ભોગવતા નથી. તે વખતના વિદ્યાર્થીઓ જેવા આંતરિક પ્રેમથી શેકસપિયર, બાયરનના કાવ્યરસમાં ચિત્તને આર્દ્ર કરી રાખતા હતા તેવું અત્યારે જોવામાં આવતું નથી. સાહિત્ય દ્વારા અંગ્રેજ જાતિની સાથે જે પ્રેમનો સંબંધ સહજભાવે થઈ શકે તેમાં આજે વિઘ્ન પડયું છે.

શું અધ્યાપક તરીકેના કે શું મૅજિસ્ટ્રેટ તરીકેના, શું વેપારી તરીકેના કે શું પોલીસ અમલદાર તરીકેના, કોઈ પણ પ્રકારના સંબંધમાં અંગ્રેજો તેમની અંગ્રેજી સભ્યતાના પૂર્ણ વિકાસનો પરિચય આપણને છૂટથી થવા જ દેતા નથી. એટલે ભારતવર્ષમાં અંગ્રેજોના આવવાનો જે સર્વશ્રેષ્ઠ લાભ કહેવાય તેનાથી આપણને અંગ્રેજો વંચિત રાખે છે. સારું રાજતંત્ર અને સારા કાયદા એ જ માણસને મન સૌથી મોટો લાભ છે એવું નથી. ઑફિસ, અદાલત, કાયદો, રાજ્યતંત્ર એ કાંઈ માણસ નથી. માણસને તો માણસ જોઈએ. તે જો મળે તો તો ઘણાં ઘણાં દુઃખો, ઘણી ઘણી ઊણપોને વેઠી લેવાને તે તૈયાર થાય છે. માણસને બદલે ન્યાય અને કાયદો મળે એ તો રોટીને બદલે રોડું મળે એના જેવું કહેવાય. એ રોડું કદાચ દુર્લભ અને કીમતી હોઈ શકે, પરંતુ તેથી ભૂખ ભાગતી નથી.

આમ પૂર્વ અને પશ્ચિમના સાચા મિલનમાં વિઘ્નો આવે છે માટે જ આજના બધા ઉત્પાતો જાગે છે. પાસે

રહેવું ખરું પણ મળવું નહિ, એ સ્થિતિ માણસને માટે અસહ્ય અને અનિષ્ટકર્તા છે. એટલે કોઈ દિવસ પણ એનો પ્રતિકાર કરવાનો પ્રયત્ન દુર્દમ થઈ પડશે જ. આ વિદ્રોહ હૃદયનો વિદ્રોહ હોય છે અને તેથી એ લાભાલાભના હિસાબનો વિચાર કરતો નથી. એ તો આત્મહત્યા સ્વીકાર કરવા પણ તૈયાર હોય છે.

તેમ છતાં એ વાત સાચી છે કે, એ બધા વિદ્રોહ ક્ષણિક હોય છે. કારણ, પશ્ચિમની સાથે આપણે યથાર્થ રીતે જ સમન્વય સાધવો જોઈશે અને તેનું જે કાંઈ ગ્રહણ કરવા જેવું હોય તે ગ્રહણ કર્યા વિના ભારતવર્ષનો છૂટકો નથી. જ્યાં સુધી ફળ પાકે નહિ ત્યાં સુધી તેને દીંટે જ વળગી રહેવું પડે છે અને જો તે અકાળે છૂટું પડે તો તે પાકવાનું નથી.

હવે એક વાત કહીને નિબંધ પૂરો કરીશ. અંગ્રેજોમાં જે કાંઈ શ્રેષ્ઠ છે તે તેઓ ભારતવર્ષમાં સંપૂર્ણપણે પ્રકટ કરી શકતા નથી તેને માટે આપણે જવાબદાર છીએ. આપણી દીનતા દૂર થશે તો જ તેમની કૃપણતા દૂર થવાની છે. બાઇબલમાં લખ્યું છે, જેની પાસે છે તેને જ આપવામાં આવશે.

આપણે દરેક રીતે શક્તિશાળી થવું પડશે. તો જ ભારતવર્ષને અંગ્રેજો જે આપવાને આવ્યા છે તે આપી શકશે. જ્યાં સુધી તેઓ આપણી અવજ્ઞા કર્યા કરશે ત્યાં સુધી અંગ્રેજોની સાથે આપણું મિલન થઈ શકશે નહિ. આપણે જો ખાલી જ હાથે તેમને બારણે ઊભા રહીશું તો તો વારે વારે પાછા ફરવું પડશે.

અંગ્રેજોમાં જે વસ્તુ સૌથી મોટી અને સૌથી સારી છે તે આરામથી ગ્રહણ થાય એવી નથી, તે તો આપણે જીતીને

લેવી પડશે. અંગ્રેજો જો દયા કરીને આપણી પ્રત્યે ભલમનસાઈ રાખે તો તેથી આપણું ભલું થવાનું નથી. આપણે આપણા મનુષ્યત્વ દ્વારા તેમના મનુષ્યત્વને જાગૃત કરવાનું છે. એ વિના સત્યને મેળવવાનો બીજો કોઈ સહજ માર્ગ છે નહિ. એટલી વાત યાદ રાખવી કે, અંગ્રેજોનું જે કાંઈ શ્રેષ્ઠ છે તે તેમને પણ કઠણ દુઃખો વેઠયા પછી જ મળ્યું છે. તેનો જો યથાર્થ સાક્ષાત્કાર કરવો હોય તો આપણામાં પણ શક્તિ હોવી જોઈએ. આપણામાંના જેઓ ઇલકાબ, માન કે નોકરીને લોભે હાથ જોડી માથું હેઠું નમાવી અંગ્રેજોના દરબારમાં હાજર થાય છે, તેઓ અંગ્રેજોની ક્ષુદ્રતાને જ ઉત્તેજે છે અને ભારતવર્ષમાં અંગ્રેજોના પ્રકટીકરણને વિકૃત કરી નાખે છે. બીજે પક્ષે જેઓ વ્યવહારજ્ઞાનશૂન્ય બની અસંયત ક્રોધથી અંગ્રેજો ઉપર ઉન્મત્તની માફક આઘાત કરવા માગે છે, તેઓ અંગ્રેજોની પાપપ્રકૃતિને જ જગાડે છે. ભારતવર્ષ અંગ્રેજનાં લોભને, ઉદ્ધતાઈને, કાપુરુષતાને અને નિષ્ઠુરતાને જ અતિશય ઉત્તેજે છે એ વાત જો સાચી હોય, તો એ માટે અંગ્રેજોને દોષ દીધે ચાલે એમ નથી, એ અપરાધનો મોટો ભાગ આપણે સ્વીકારવો જોઈએ.

એમના પોતાના દેશમાં અંગ્રેજોનો સમાજ અંગ્રેજોની નીચતાને દબાવી રાખી મહત્ત્વને જ ઉદ્દીપિત રાખવાને ચારે-કોરથી વિવિધ પ્રયત્નો કર્યા કરે છે. આખા સમાજની શક્તિ પ્રત્યેક વ્યક્તિને એક ઊંચી ભૂમિકાએ ધારણ કરી રાખવાને માટે અવિશ્રાંત રીતે મહેનત કરે છે.

આ દેશમાં અંગ્રેજો ઉપર અંગ્રેજસમાજની તે શક્તિ સંપૂર્ણપણે કામ ન કરી શકે. અહીં અંગ્રેજ સમગ્ર માનવ-

ભાવોથી કોઈ પણ સમાજ સાથે સંકળાયેલો નથી. અહીંનો અંગ્રેજસમાજ એટલે સિવિલિયનસમાજ, કે વેપારીસમાજ કે સૈનિકસમાજ. તેઓ પોતપોતાના વિશેષ કાર્યક્ષેત્રની સંકુચિતતા દ્વારા બંધાયેલા છે. એ બધાં ક્ષેત્રોના સંસ્કારો હમેશાં તેમની ચારે બાજુએ સખત આવરણ રચી રહ્યા છે, વિશાળ મનુષ્યત્વના સ્પર્શથી તે આવરણનો નાશ કરવાને માટે કોઈ પણ શક્તિ તેમની આસપાસ પ્રબળપણે કામ કરી રહી નથી હોતી. તેઓ આ દેશની હવામાં 'બડા સિવિલિયન,' 'પૂરા સોદાગર' અને 'સોળ આના સૈનિક' રૂપે જ રીઢા થઈ જાય છે; એ જ કારણે એમના સંબંધને આપણે માણસના સંબંધ તરીકે અનુભવી શકતા નથી. એ જ કારણે જ્યારે કોઈ સિવિલિયન હાઈકોર્ટના જજના આસન ઉપર બેસે છે ત્યારે આપણે હતાશ થઈએ છીએ; કારણ કે, ત્યારે આપણને ખબર હોય છે કે, એ માણસ પાસેથી ખરા ન્યાયાધીશના જેવો ન્યાય મળવાનો નથી, એના ન્યાય તોળવામાં જ્યાં ન્યાયધર્મ અને સિવિલિયનના ધર્મ વચ્ચે વિરોધ ઊભો થશે ત્યાં સિવિલિયનનો ધર્મ જ વિજય પામવાનો. એ ધર્મ અંગ્રેજોની શ્રેષ્ઠ પ્રકૃતિની પણ વિરુદ્ધ છે અને ભારતવર્ષને પણ પ્રતિકૂળ છે.

વળી જે ભારતવર્ષની સાથે અંગ્રેજોને વ્યવહાર છે, તે ભારતવર્ષનો સમાજ પણ પોતાની દુર્બળતાને લીધે જ અંગ્રેજના અંગ્રેજપણાને જાગ્રત રાખી શકતો નથી. એટલે ખરા અંગ્રેજો આ દેશમાં આવ્યાથી ભારતવર્ષને જે લાભ થાત તે લાભથી તે વંચિત રહે છે. તે જ કારણે પશ્ચિમના વેપારી, સૈનિક અને ઑફિસ-અદાલતના મોટા સાહેબોની સાથે આપણો મેળાપ થાય છે, પણ પશ્ચિમના માણસની સાથે પૂર્વના માણસનો

મેળાપ થતો નથી. પશ્ચિમનો એ માણુસ પ્રકટ થતો નથી માટે જ આ દેશમાં આટઆટલા વિદ્રોહ અને વિરોધ જાગે છે, આપણુને આટઆટલાં દુઃખો અને અપમાન વેઠવાં પડે છે. એ પ્રકટ થઈ શકતો નથી, એટલું જ નહિ પણ વિકૃત રીતે પ્રકટ થતો જાય છે. તેનું પાપ આપણે માથે પણ છે એ આપણે કબૂલ કરવું જોઈએ. "नायमात्मा बलहीनेन लभ्यः।" પરમાત્મા બળહીનની આગળ પ્રકટ થતા નથી; કોઈ પણ મહાન સત્ય બળહીનોને મળતું નથી; જે માણુસ દેવ મેળવવા ચાહતો હોય તેની પ્રકૃતિમાં દેવના ગુણુ હોવા જોઈએ.

કઠણુ વચનો ઉચ્ચારવાથી કે એકાએક સાહસભર્યું કામ કરી બેસવાથી બળ પ્રકટ થતું નથી. ત્યાગ દ્વારા જ બળનો પરિચય થાય છે. ભારતવાસી જ્યાં સુધી ત્યાગશીલતા દ્વારા શ્રેયને વરશે નહિ, ભયને, સ્વાર્થને, આરામને સમગ્ર દેશના હિતને માટે ત્યાગી શકશે નહિ, ત્યાં સુધી અંગ્રેજો પાસે જે કાંઈ માગીશું તે ભીખ માગી જ કહેવાશે અને જે કાંઈ મેળવીશું તેથી લજ્જા અને અશક્તિ જ વધ્યાં જશે. પોતાના દેશને જ્યારે આપણે પોતાના પુરુષાર્થ અને ત્યાગ દ્વારા અપનાવી લઈશું, જ્યારે દેશની કેળવણીને માટે, આરોગ્યને માટે આપણું બધુંય સામર્થ્ય ખરચીને, દેશની સર્વ પ્રકારની ઊણુપો દૂર કરીને અને ઉન્નતિ સાધીને, આપણે દેશ ઉપર આપણો સાચો અધિકાર જમાવી લઈશું, ત્યારે અંગ્રેજો આગળ દીનભાવે નહિ ઊભા રહીએ, ત્યારે ભારતવર્ષમાં આપણે અંગ્રેજોના સહયોગી બનીશું, ત્યારે અંગ્રેજોને આપણી સાથે સલાહસંપથી ચાલવું જ પડશે, ત્યારે આપણામાં દીનતા નહિ હોય એટલે અંગ્રેજોમાં પણ હીનતા નહિ પ્રકટે.

આપણે જ્યાં સુધી વ્યક્તિગત કે સામાજિક મૂઢતાને લીધે પોતાના દેશના લોકોની સાથે મનુષ્યોચિત વ્યવહાર ન કરી શકીએ, જ્યાં સુધી આપણા દેશના જમીનદારો રૈયતને પોતાની મિલકતનો ભાગ જ ગણ્યા કરશે, આપણા દેશના પ્રબળ લોકો દુર્બળને પગ તળે કચડવા એને જ સનાતન રીતિ માનશે, ઉચ્ચ વર્ણ નીચ વર્ણની પશુની માફક ઘૃણા કરશે, ત્યાં સુધી આપણે અંગ્રેજો પાસેથી સારા વ્યવહારનો દાવો કરી શકીશું નહિ; ત્યાં સુધી અંગ્રેજોની પ્રકૃતિને આપણે યથાર્થ રીતે જાગ્રત કરી શકીશું નહિ અને ભારતવર્ષ કેવળ વંચિત અને અપમાનિત થતું રહેશે. ભારતવર્ષ આજ બધીય બાજૂ—શાસ્ત્ર, ધર્મ, રાજ્ય—થી પોતે જ પોતાને વંચિત અને અપમાનિત કરે છે, પોતાના આત્માને જ સત્ય અને ત્યાગ દ્વારા જાગ્રત કરતો નથી; એ જ કારણે પશ્ચિમ સાથે ભારતવર્ષનો સમન્વય થતો નથી, અને તે સમન્વયનું પૂર્ણ ફળ આવતું નથી. આજના સંબંધથી આપણે કેવળ અપમાન અને લજ્જા જ ભોગવીએ છીએ. અંગ્રેજોને છળબળથી ધકેલી કાઢવાથી આપણે દુઃખમાંથી ઊગરી જવાના નથી. અંગ્રેજોની સાથે ભારતવર્ષનો મેળાપ પરિપૂર્ણ થશે, ત્યારે એ મેળાપનું પ્રયોજન પૂર્ણ થઈ જશે, ત્યારે ભારતવર્ષમાં દેશની સાથે દેશનો, જાતિની સાથે જાતિનો, જ્ઞાનની સાથે જ્ઞાનનો, પુરુષાર્થની સાથે પુરુષાર્થનો મેળાપ થશે, ત્યારે વર્તમાન ભારતવર્ષના ઇતિહાસનું જે પર્વ લખાય છે, તે પૂરું થઈ જશે અને પૃથ્વીના શરૂ થતા મહત્તર ઇતિહાસમાં લય પામશે.

## જમનાદાસ ભગવાનદાસ સ્મારક ગ્રંથમાળાનાં પુસ્તકો

| | |
|---|---|
| ૧. જાતે મજૂરી કરનારાઓને | ૦—૩—૦ |
| ૨. ત્યારે કરીશું શું ? | ૧—૦—૦ |
| ૩. જીવનશોધન | ૧—૦—૦ |
| ૪. કેળવણીના પાયા | ૧—૦—૦ |
| ૫. સત્યાગ્રહી ગૅરીસન | ૧—૦—૦ |
| ૬. સહાયવૃત્તિ | ૧—૪—૦ |
| ૭. જપજી | ૦—૯—૦ |
| ૮. આપણો આર્થિક પ્રશ્ન | ૧—૦—૦ |
| ૯. ચીનનો અવાજ | ૦—૮—૦ |
| ૧૦. ગાંધીજીની સાધના | ૧—૪—૦ |
| ૧૧. શ્રીમદ્‌ભાગવત | ૧—૮—૦ |
| ૧૨. ઊધઈનું જીવન | ૦–૧૦—૦ |

**નવજીવન કાર્યાલય**
**અમદાવાદ**

